# ભ્રાન્તિસંહાર

અથવા

## વિવાહનાં ભિન્ન ભિન્ન ચિત્રનું નાટક.

## સપ્તાંકી.



રચનાર,

**ણુરાવ ભોળાન**



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી.**



"For what is wedlock forced but hell,
An age of discord and continual strife?
Whereas the contrary bringeth forth bliss,
And is a pattern of celestial peace."

Shakespeare—Henry VI.

**અમદાવાદ:**

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની, લિમિટેડ.



સંવત ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૯.

કિંમત ~~આઠ~~ આના. ૯ રૂપિયો

# પ્રસ્તાવના.

"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી"એ કજોડા વિશે નાટક લખાવવાનો ઠરાવ કરી તે ત્યીને તૈયાર કરવાનું કામ મ્હને સોપ્યું. તે ઉપરથી આ પુસ્તક લખી મ્હે પ્રજા સમક્ષ મૂક્યુંછે. સ્વતઃકલ્પિત નાટક લખવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસછે. એ વાત ધ્યાનમા રાખી ગુણદોષપરીક્ષણ કરવાની કૃપા કરવી. તે શિવાય, આ વિષય ઉપર નાટક અથવા નવલ કથા લખનારને કેટલીક વિશેષ અડચણો પડેછે એ વિશે વાચક વર્ગનુ ધ્યાન આ સ્થળે ખેંચવું આવશ્યકછે. કજોડાંનાં પરિણામમાં અને તેવાં લગ્ન કરનાર કરાવનારની જીવનસ્થિતિમાં હાસ્યજનક અને શોકોત્પાદક બનાવ બનેછે, એટલે આવા પુસ્તકમા હાસ્ય અને કરૂણરસ બન્નેનું પ્રતિપાદન થએલું હોવુ જોઇએ; પરંતુ હાસ્ય અને કરૂણરસ એક બીજાથી ઘણાં દૂરછે; જેમ શૃગાર અને કરૂણરસ એક બીજાના પોષક છે તેમ હાસ્ય અને કરૂણ નથી, તેથી આવાં પુસ્તક લખનારની મુશ્કેલી વધેછે, તેમજ દરેક શિષ્ટ ગ્રન્થમાં જે સભ્યતા અને ગાંભીર્ય હોવા જોઇએ તે સાચવવા આવાં પુસ્તકમા વિશેષ પ્રયત્ન કરવો પડેછે. વળી, એકજ જાતના કજોડા વિશે નહિં પણ અનેક જાતનાં કજોડાં વિશે લખવાની સૂચના થયાથી તેમ કરવામાં આવ્યુંછે; અને તેમ કરતાં તેવાં જોડાં–કજોડાંનો પરસ્પર સંબંધ રાખવા માટે વિશેષ કાળજી રાખવી પડીછે. આ પુસ્તકમા દોષ જણાય તો તે ક્ષમાપાત્ર ગણવા માટે ઉપર જણાવેલી ખાસ અડચણો સુજ્ઞ વાંચનારે ધ્યાનમાં રાખવી એવી વિનંતી છે.

અમદાવાદ. }

# પાત્રજન.



| | | | | |
|---|---|---|---|---|
| ઈન્દુશેખરરાય | ... | ... | ... | જાગીરદાર. |
| વિદ્યુત્પ્રસાદ | ... | ... | ... | એક ગૃહસ્થ |
| અભ્રસુન્દરી | ... | ... | ... | તેની સ્ત્રી. |
| અદ્રિભ્રતા | ... | . | .. | તેની મ્હોટી કન્યા |
| શશિરેખા | .. | ... | ... | તેની ન્હાની કન્યા |
| કાલિન્દી | ... | .. | ... | તેની સાળી |
| મધુમુખ | ... | ... | ... | એક વકીલ. |
| શ્રીમુખી | ... | ... | ... | તેની પુત્રી |
| વિદ્યુકલા | ... | ... | ... | તેની સાળી |
| કુંકુમશંકર | ... | ... | ... | ગૅાર |
| નિદ્રાવતી | ... | ... | ... | ગૅારાણી. |
| રાહુલાલ | ... | ... | | જોશી |
| રોહિણી | ... | ... | ... | તેની સ્ત્રી |
| કૂર્મશંકર | ... | ... | ... | કર્મકાંડી બ્રાહ્મણ. |
| મદિરાનન્દ | ... | ... | ... | સન્યાસી |
| ધનહરશંકર | ... | ... | ... | વૈદ્ય. |
| ધનજીવન | ... | ... | ... | જાગીરદારનો ગુમાસ્તો. |
| રણધીરસિંહ | ... | ... | ... | ,, સિપાઈ. |
| સીતા | ... | ... | ... | ,, દાસી |
| કેવળ | .. | ... | ... | હજામ. |
| પાર્વતી | ... | ... | ... | માલણ. |
| અનિલચંદ્ર | ... | ... | ... | વેપારી. |

| | | | | |
|---|---|---|---|---|
| નલિની | ... | ... | ... | તેની સ્ત્રી. |
| કિશોરચંદ્ર | ... | ... | ... | તેનો પુત્ર. |
| મન્યુકુમાર | ... | ... | ... | ફોજદાર |
| કેકાવતી | ... | ... | ... | તેની સ્ત્રી. |
| સૌદામિની | ... | ... | ... | તેની પુત્રી. |
| જ્ઞાનેદ્રરાય | ... | ... | ... | સ્કૂલ માસ્તર. |
| મદનનન્દન | ... | ... | ... | તેનો પુત્ર. |
| રવિનન્દન | ... | ... | ... | એક ગ્રન્થકર્તા. |
| ઇન્દીવરકુમાર | | ... | ... | દાક્તર. |
| હિરણ્યનન્દિની | | ... | ... | તેની સ્ત્રી. |
| ગગનવિહારી | ... | ... | ... | વર્તમાનપત્રનો અધિપતિ. |
| રજનીભૂષણ | ... | ... | ... | નાટકમંડળીનો વ્યવસ્થાપક. |

( ગુમાસ્તા, સિપાઈ, વગેરે. )

## સૂચિત પાત્ર.

| | | | |
|---|---|---|---|
| તરંગસુન્દરી | ... | ... | મધુમુખરામની સ્ત્રી. |

( સ્થળ–પર્જન્યપુર, અને પાછળથી હરદ્વાર )

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૫ | શત્રુનો | શત્રુ તો |
| ૧૨ | ૫ | રહ્યાતો | રહ્યા તો; |
| ૧૨ | ૧૫ | હમણાં | હમણાં; |
| ૨૯ | ૭ | શશીરેખા | શશિરેખા |
| ૩૦ | ૧૨ | ગોસ્વમા | ગોસ્વમા |
| ૩૧ | ૧૭ | મૂળે જ | મૂવે જ |
| ૩૧ | ૧૭ | નાપામે | પામે |
| ૫૨ | ૧૭ | તમાયો | તમારો |
| ૫૭ | ૩ | જઉછું | જાઉછું |
| ૬૦ | ૧૭ | વકીલ ડોખરો | વકીલડો ખરો |
| ૬૦ | ૧૯ | હોત છો | હોત તો |
| ૬૬ | ૧૬ | નહિં આવે. | નહિંઆવે,કેમવારૂ |
| ૬૬ | ૧૭ | ઈન્દીવર-કેમ વારૂ ? | ઈન્દીવર—મુન્ગુકુ માર ચાલોને |
| ૭૯ | ૧ | રાહુલાલના | રાહુલાલને |
| ૮૭ | ૧૧ | મારૂની | મારૂતીરામ |
| ૧૦૫ | ૧૦ | જેવી | ઝળી |
| ૧૦૫ | ૧૨ | ( જરા આગળ ચાલી ) આ ઘરમાથી. | ( જરા આગળ ચાલી) (નેપથ્યમાં સંગીત સ્વર) આ ઘરમાંથી . |
| ૧૧૫ | ૯ | દયા | હયા |

| | | | |
|---|---|---|---|
| ૧૪૨ | ૧૧ | તેમ હોય તો ગીત | તેમ હોય તો-ગીત |
| ૧૪૨ | ૧૬ | હા પોતાનું | પોતાનું |
| ૧૫૯ | ૨ | પર્જન્મપુર | પર્જન્યપુર |
| ૧૬૧ | ૧૮ | બી,આં | બીઆં |
| ૧૬૩ | ૧૯ | ઉઠવું | ઉઠવું; |
| ૧૭૩ | ૧૭ | પુર્જન્યપુર | પર્જન્યપુર |
| ૧૭૩ | ૨૧ | આટઆટલી કરતે | આટઆટલી મહેનત કરતે |
| ૧૭૭ | ૧૨ | હજી તો | હજી |
| ૧૮૦ | ૨૨ | ,હશે | હશે, |
| ૧૮૬ | ૧ | વ્હેતોજ | વ્હેતાજ |
| ,, | ૭ | રાછી | પાછું |
| ૧૮૭ | ૯ | સર્વ શક્તિ૦ | સર્વશક્તિ૦ |
| ,, | ૧૦ | શક્તી | શક્તિ |
| ,, | ,, | સર્વ શકિત૦ | સર્વશકિત૦ |
| ૧૮૮ | ૫ | તમે ? | તમે. |
| ,, | ૮ | નહિં | નહિ, |
| ,, | ૨૦ | હારી | ત્હારી |
| ૧૯૧ | ૬ | થાય | થાય; |
| ૧૯૨ | ૬ | તે | ને |
| ૧૯૩ | ૧ | રાખવાની | રખાવાની |
| ૧૯૯ | ૨૨ | પ્રીય | પ્રિય |
| ૨૦૭ | ૨૦ | રવી૦ | રવી૦ |
| ૨૦૮ | ૨ | કાલીન્દી | કાલિન્દી |

# ભ્રાન્તિસંહાર.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—પર્જન્યપુર—જોશીનું ઘર.

રોહિણી—સવારે તમે પેલા વિદ્યુત્પ્રસાદને ઘેર ગયા હતા. ત્યારે કુકમશકર અહીંઆં આવ્યો હતો.

રાહુલાલ—કેમ વારૂ?

રોહિણી—ને તો મ્હને શી ખબર? તમે ઘેર નથી જાણી પાછો ગયો, અને જતે જતે કહેતો ગયો કે રાત્રે પાછો આવીશ

રાહુ—ઠીક, એને કાંઈ ગરજ હશે; હમણાં આવશે ત્યારે જણાશે.

રોહિણી—એને ગરજ ખરી ને તમને નહી કે? એ તમને આજ કેટલાં વરસથી કેટકેટલું રળાવે છે? એને લીધે તો રોટલા ખાઇએ છીએ, નહિં તો તમે શુ કમાવાના હતા?

રાહુ—અરે હુ પણ મ્હારૂ શાસ્ત્ર બરોબર સમઝી એની મરજી રાખું છું તો એ પણ કમાય છે, મ્હારા વગર એકલો એ શુ કરવાનો છે? પણ જો પેલું કમાડ કોણ ઠોકે છે? (રોહિણી જાયછે, કુકુમશકરને લઈ પાછી પ્રવેશ કરેછે)

રોહિણી—લ્યો આ આવ્યા સંભારતાં વાત, આવરદા મ્હોટું છે હો

કુંકુમશંકર—તે તો આ જોશી મહારાજ જાણે; આપણે તો

જીવીશુ ત્યાં સુધી આનંદ કરવાનો ઠરાવ છે; કાલે મરવાનું હોય તોએ શુ અને સોએ વર્ષે હોય તોએ શું ?

**રાહુલાલ**—મહારાજ તમારૂં આયુષ્ય ઘણું લાંબું છે; નિશ્ચિંત રહો

**રોહિણી**—લ્યો ત્યારે તમે તમારે બેસો હુ તો જાઉછું મ્હારે તો પેલો ચ્હુલો કયારનો નકામો બળેછે. ( કુંકુમશંકરને ) કેમ મહારાજ તમે અત્યારે વાળુ અહીંજ કરજો.

**કુંકુમ**—ત્યારે બાઈ? આજ તો પેલા ઇન્દુશેખરરાયને ઘેર મિષ્ટાન્ન બપોરે મળ્યાં છે તે હજી ધાન ગળેથી હેઠું પણ બેઠું નથી પધારો આપ, જોશીજી સારૂ રસોઈ તૈયાર કરી નાંખો (રોહિણી જાયછે.)

**રાહુ**—કહો મહારાજ સવારે કેમ પધારવું થયું હતું ?

**કુંકુમ**—જોશીજી, એ કાર્ય મહા ભારત છે; અને સિદ્ધિ થયે લાભ મ્હોટો છે; માટે ધીરજથી સાંભળો.

**રાહુ**—આજ સુધી હમે તમારૂ કાંઈ પણ કામ ગમે તેવું જોખમ ભરેલું હોય તો પણ નથી કર્યું એમ બન્યું છે ?

**કુંકુમ**—પણ આ કાર્ય તો જરા વધારે કઠણ છે.

**રાહુ**—ભલેને હોય પણ--તમે પેલા ઇન્દુશેખરરાયને ઘેર આજ કેમ જમવા ગયા હતા ?

**કુંકુમ**—એને ઘેર આજ અધિક માસના સો બ્રાહ્મણ જમાડ્યા.

**રાહુ**—સો બ્રાહ્મણ જમાડ્યા ને મ્હને નોતરૂ નહિં ?

**કુંકુમ**—હું પણ આશ્ચર્ય પામ્યો કે તમે કેમ નહિં હો; આજ સુધી દશવીશ બ્રાહ્મણમાં પણ તમે તો એમને ત્યાં હો છો, અને આજ કેમ નહિં ? મ્હારા મનમાં કે કદાચ આપની પ્રકૃતિ ઠીક નહિ હોય, તેથી નહિં આવ્યા હો.

**રાહુ**—ત્યારે ભાઈ! પ્રકૃતિ ગમે તેવી ઠીક ન હોય પણ જ-

મવા આવ્યા વગર રહું ? ન્હોતરૂં ન કરે એમ તો ન હોય ?

કુંકુમ—સવારે તમે બહાર ગયા તે વખતે કદાચ ન્હોતરૂં આવ્યુંહશે; પૂછોને રોહિણીભાભીને.

રાહુ—( રોહિણીને બૂમ પાડી બોલાવી ) સવારે હું બહાર ગયો ત્યારે કાંઈ ન્હોતરૂં બોતરૂં આવ્યું હતું ?

રોહિણી—( પ્રવેશ કરીને )—હા આવ્યુંતુંસ્તો; હું તો તમને કહેવુંજ ભૂલીગઈ.

રાહુ—(ક્રોધથી) હાય હાય ! આવી વાતમાં ભૂલ્ય ! બ્રાહ્મણની સ્ત્રી થઈ ન્હોતરાની વાત યાદ ન રાખી એ કેવી બેપરવાઈ ?

રોહિણી—ન્હોતરૂં આવતા પહેલાં મ્હેં ચ્હુલો સળગાવી દાળ પણ ઓરીહતી. એટલે મ્હે—

રાહુ—( વધારે ક્રોધથી ) તો રાંડ શંખ્ખણી ! બ્રાહ્મણના ઘરમાં સવારના પ્હોરમાં ચ્હુલો વળી શું ત્હારૂં મ્હો બાળવા સળગાવ્યો ? હવેથી ખબરદાર જો મ્હારા ઘરમાં સવારના નવ વાગ્યા પહેલાં ચ્હુલો સળગાવ્યોછે કે રસોઈ કરવા માંડીછે તો, કોઈ યજમાનને ઘેરથી મોડું પણ ન્હોતરૂં આવે. માટે શું આપણે પ્હેલેથી રસોઈ કરી બેસવું ? એવી શી ખાધાની ઉતાવળ્ય કે સવારના પ્હોરથી ખાવાની તૈયારી કરવી ?

રોહિણી—મ્હારે શું ? હું તો રોજ બાર વાગે રસોઈ કરીશ કહેશોતો.

રાહુ—( હાથમાં ખાસડું લઈમારવા જતાં )—તો રાંડ મ્હને શુ બાર વાગ્યા સુધી ભૂખ્યો રાખવોછે ? આજ નાહક બેવડું તેવડું નુકસાન કરાવ્યું, અને પાછી બાર વાગ્યા સુધી ભૂખ્યો રાખવાનું કહે છે

( રોહિણી ભયથી રસોડા તરફ જાયછે, રાહુલાલ તેની પાછળ ક્રોધથી જવા માંડેછે. )

કુંકુમશંકર—(રાહુલાલનો હાથ પકડી રોકતાં)—ક્ષમા મહારાજ ક્ષમા ! આપ શું અકળાઓછો? એક દિવસ નુકસાન થયું તેમાં શું? આપણને તે વાળી લેતાં ક્યાં નથી આવડતું અને આમ સ્ત્રી ઉપર ક્રોધ કરવો એ વાજબી નથી. काम क्रोध लोभ मोह मद मत्सर એ ષડ્રિપુમાંના ક્રોધ અને મદ એ બે શત્રુને બ્રાહ્મણને માટે શાસ્ત્રકારોએ વર્જ્ય ગણ્યાછે, માટે આપ શાંત થઈ બેસો હું નુકસાન વાળી લેવાની વાત કરવા આવ્યોછું; ત્યાં આપ આડી વાત કરી રંગમાં ભંગ કરાવોછો.

રાહુ—અરે પણ આ તે કાંઈ ન્હાની સૂની ભૂલ કહેવાય ? અને આવી વાત ભૂલવાની ટેવ પડે તો પછી, સમૂળગુ બધેથી બધ જ થાયને ?

કુંકુમ—ચિંતા નહિં મહારાજ ? હવે તેવું થાય તો એક ખાસડું નહિં, પણ પચીસ ખાસડાં રોહિણીભાભીને મારજો; પણ હવે આજ ક્ષમા કરી મ્હારૂં સાંભળો.

રાહુ—કહો ભાઈ શું છે ?

કુંકુમ—જૂવો ભાઈ, ઈન્દુશેખરરાયે કાલે રાત્રે મ્હને તેડાવ્યો; અને એક કામ સોંપ્યું, પણ તે આપની સહાયતા વગર થાય એમ મ્હને લાગ્યું નહિં માટે હું આજ આવ્યોછું.

રાહુ—મ્હારૂં નામ, તમે કે એમણે એ કામ સબન્ધે દીધું હતુ ?

કુંકુમ—ના, પરન્તુ મ્હેંજ આપની મદદ માગવાનો સંકલ્પ તેજ ઘડીયે કર્યોહતો; માટે જૂવો કોઈ સાંભળતું નહોય તો હુ કહું. બારણાં બંધ કરો નહિંતો વાએ વાત ચાલી જાય. (રાહુલાલ બારણા બંધ કરી બેસે છે; બન્ને જણા બહુજ ધીરેથી કાંઈ વાત કરેછે.)

રાહુ—ઠીક જેમ તમારી ઇચ્છા; બે દિવસમા કામ પૂરૂં.

કુંકુમ—ત્યારે હું આજ્ઞા લઉંછું; અને રાયજી સાહેબને જઇ હકીકત કહુંછું

શાહુ—ભલે પણ હું કહુંછું તેમાં ફેર ન પડે હો.

કુંકુમ—અરે કાંઈ વાત ? (બન્ને જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–પર્જન્યપુર–ઈન્દુશેખરરાયનું ઘર.

ઇન્દુશેખરરાય—(સ્વગત)—આજ ત્રણ ત્રણ મહિના થયાં મ્હારા જીવને બિલકુલ નિરાંત નથી; ઉંઘ નથી આવતી; ભૂખ નથી લાગતી; કામ કાજમાં જીવ લાગતો નથી મન મુંઝાયા કરેછે; કાંઈ નિશ્ચય ઉપર આવી સકાતું નથી, શું કરવું ? જ્ઞાનીઓના અને સુધારાવાળાઓના ઉપદેશ પ્રમાણે ચાલુંછું તો આ ભવનું સુખ ખોઉંછું. આ ભવનું સુખ મેળવવા જાઉછું તો જ્ઞાનીઓમાં નિન્દાને પાત્ર થાઉંછું. આમ બે પાસ મુસ્કેલી છે; પરન્તુ સુખનો વિચાર બાજુ ઉપર મૂકતાં પણ–મ્હારૂં આટઆટલું ધન, આ મ્હારી જાગીર જમીન બધું કહોને આપું ? પેલા લુચ્ચા મન્યુકુમારના દીકરાને! એ દુષ્ટ એવી નીચ મતલબથી જ મારી વચમાં વિઘ્નકર્તા થયોછે, અને ઢોંગ સુધારાવાળો થવાનો કરેછે ! ના, ના, મ્હેં તો જે કાલે ઠરાવ કર્યોછે તેજ બરોબરછે; મ્હેં કાંઈ એકદમ નિશ્ચય નથી કર્યો, બરોબર બે મહિના સુધી વિચાર કરીને પક્કો ઠરાવ કર્યો છે. આ પાર કે પેલે પાર, એજ વિચાર ઠીકછે. પેલા ગોર મહારાજને કામ સોંપ્યુંછે એટલે પાર ઉતર્યા વગર નહિ રહે, પછી તો કોણ જાણે; મ્હારૂં ભાગ્ય કેવું હશે કોણ જાણે; પણ કાંઈ એવું છે નહિં એ પણ પેલો ગોરજ કરશેઃ—

સિપાઈ—( પ્રવેશ કરીને ) ગોર મહારાજ આવેછે.

ઇન્દુશેખર—ક્યાં છે, ક્યાં છે? બોલાવ્ય અંદર.

( સિપાઈ જાયછે. )

( કુંકુમશંકર પ્રવેશ કરેછે-તેને ) પધારો, મહારાજ, પધારો.

કુંકુમશંકર—( બે હાથ ઉંચા કરી ) આયુષ્માન્ ભવ !

ઇન્દુશેખર—કહો મહારાજ, કેમ શું કર્યું ?

કુંકુમશંકર—મહારાજ ! આપના પ્રતાપથી સર્વ સારાં વાનાં થશે. હું આપનું કાર્ય પાર પાડવા બંધાયોછું તો કાંઈ વિઘ્ન નહિં આવે; માતાજી સહાયછે ચિન્તા ન કરો.

ઇન્દુશેખર—પણ કર્યું શું તે તો કહો ! થશે, થશે કહોછો તે ઠીકછે, મ્હારી તો હવે ધીરજ રહેતી નથી.

સિપાઈ—( પ્રવેશ કરીને ) ફોજદાર સાહેબ આવે છે.

ઇન્દુશેખર—(ક્રોધથી) આ વખત વળી એ ક્યાં આવ્યો ! બોલાવ્ય; પતવીયે.

( સિપાઈ જાયછે. )

હાથમાં છે; હું આંપનો મુખ્ત્યાર નથી; પણ સેવકનું જરા સાંભળવાથી કાંઈ નુકસાન છે ?

ઇન્દુશેખર—શું કહેવું છે ? જે કહેવું હોય તે ઝટ કહો, આ તમારી સમાજ બમાજ નથી માટે લાંબુ લાંબુ ભાષણ ના કરશો.

મન્યુ—સાહેબ, આપ જે કરો તે વિચારીને કરજો.

ઇન્દુ—હું અવિચારી કૃત્ય કરનારો છું ?

મન્યુ—હું એમ નથી કહેતો, પણ આપ જે કૃત્ય કરવા તૈયાર થયા છો તે અવિચારી કૃત્ય થશે, જગત્‌માં અવિચારી કૃત્ય ગણાશે; અને પરિણામ કેવું થશે તે શુ—

ઇન્દુ—તમે પરમેશ્વર છો કે પરિણામ પહેલેથી જાણીસકો ?

મન્યુ—એમ નહિ પણ એવા દાખલા ઘણા છે.—

ઇન્દુ—એ બધું હું સમઝયો, હું જો તમારા કહ્યા પ્રમાણે કોઈ લુચ્ચી લફંગી રાંડીરાંડ—પછી ગમે તો દશની કે ગમેતેવી સાથે પરણવા તૈયાર થાઉં તો તમેનાતમે મ્હને અત્યારે મદદ કરો ને મ્હને ઉંચે આસ્માનમાં ચઢાવી દો; અને આ તમારા મત વિરૂદ્ધ વાતછે તેથી તમે મ્હને આમ સલાહ આપવા આવ્યાછો; અને હજી મ્હે કાંઈ કર્યું નથી કારવ્યું નથી; માત્ર વિચાર કરૂંછું; એટલામાં તો તમે બધા વર્તમાનપત્રવાળાઓને ઉશકેરી ચઢાવી મ્હારી ફજેતી પહેલેથી જ કરવી શરૂ કરી દીધીછે! તમારા જેવા હિતસ્વી કોઈ થયા નહિ હોય; સગા સબંધી થઈ મદદ કરવાને બદલે વિરૂદ્ધ થયાછો! ધન્ય તમારી મતિને અને વ્હાલને; પાળી પોષી સારે ઘેરે લગાડ્યા તેનો આ બદલો કેમ ?

મન્યુ—સાહેબ આપની સમઝફેર છે વર્તમાનપત્રમાં છપાતું હશે તે કાંઈ હું વાંચતો નથી; હું આપનો ખરો હિતેચ્છુછું, મા-

ટેજ આપનો ક્રોધ વ્હોરી લઇને કડવું વચન કહેવા આવ્યો છું, હુ કોઈ રાંડીરાંડનું ઘર મંડાવવા નથી આવ્યો; આપને ૩૦ થી ૫૦-૬૦ સુધીની કુમારિકા મળતી હોય તો ભલે કરો.—

ઇન્દુ—શું હું વેશ્યા સાથે પરણુ? એવડી ઉમરની કુમારિકા હોય ખરી? તેમાં વળી નાત્યમાં મળે?

મન્ચુ—નાત્યનું શું કામ છે? આપનો મત નાત્યના વિરુદ્ધ કેટલા આગ્રહથી હતો; આજથી ત્રીશેક વર્ષ ઉપર આપે તે દિવસે મુંબાઈના ટૌનહૉલમાં નાત્ય, લગન, વગેરે બાબત કેવું ભાષણ આપ્યું હતું તે યાદ છે સાહેબ?

ઇન્દુ—મેં તે વખત દારૂ પીધો હશે; તેથી બેભાનમાં ગમે તેમ બોલ્યો હોઈશ.

મન્ચુ—સાહેબ જરા ધીરા પડો, અને વિચાર કરીબોલો.

ઇન્દુ—મ્હારે હવે બોલવુજ નથી તમે કૃપા કરીને સીધાવો; હુ તમારી મતલબ સમજુ છું; તમે તમારા દીકરા માટે કાંઈ પણ આશા રાખતા હશો તો મિથ્યા છે, હું આ મ્હારૂં સર્વસ્વ ભીખારીઓને આપી દઈશ, પણ તમે તેની આશા ના રાખશો.

મન્ચુ—જો એમ કરો તો હરકત નથી; મ્હને કે મ્હારા દીકરાને આશા નથી; આપ આ કૃત્ય કરતા અટકી કોઈ સારા ધર્માર્થ કાર્યમા આપનું ધન આપશો તો હું બહુ રાજી થઇશ, અને આપનું નામ પણ તેથીજ અમરથશે.

ઇન્દુ—મ્હારે તમારી શીખામણ જોઈતી નથી એ વાત મેં તમને કહી તોપણ તમે બેઅદબીથી વચમાં બોલોછો. હું જે ધાર્યુ હશે તે કરીશ, તમારૂં ફોજદારપણું ચલાવીને મ્હને પકડવો હોયતો પકડજો; પણ હમણાં તમને અનુકૂળ પડે તેવો કોઈ કાયદો છે નહિ.

તેવો કાયદો કરાવો ત્યારે મ્હને પકડવા આવજો, હાલ તો તમે સીં- ધાવો, મ્હારો નકામો વખત જાયછે. ( મન્યુકુમાર જાયછે. )

લુચ્ચો, હરામખોર, હજાર લુચ્ચાઇઓ કરી પૈસો મેળવ્યોછે તોપણ મ્હારા ધન ઉપર હરામ દાનત રાખેછે, ગરીબ નિર્દોષોને ફસાવી ફસાવી ફોજદાર થયો અને વળી મોટા સુધારાનો ઝુંડો ઝાલી ફરેછે; કે સરકાર રાજી થઇ વધારો કરી આપે, એના જેવા હજાર આવીને કહે; ગમેતેટલું છાપે, છપાવે, રાસડા જોડે, તોપણ હવે તો હુ મ્હારો નિશ્ચય નથી જ ફેરવવાનો, એ સાળો મન્યુકુમાર મ્હારી સાથે તપી જઇને કેવો ચઢ્યું ચઢ્યું બોલતો હતો; એના ક- હેવા ઉપર જ હું મ્હારૂં ધાર્યું કરવાનો, થનાર હોયતે થાઓ.

કુંકુમ—મહારાજ સર્વ સારૂં થશે; આપનો ઠરાવ વાજબી છે ઇશ્વર સહાય થશે.

ઇન્દુ—અરે પણ તમે શું કર્યું? ઇશ્વર તો કોણ જાણે ક્યાં બેઠોછે, તમે શુ કર્યું?

કુંકુમ—મહારાજ હું કહેતોહતો એટલામા આ મન્યુકુ—

ઇન્દુ—અરે જવા દો એનું નામ, તમે કહો જે હકીકત હોયતે.

કુંકુમ—હું જોશી પાસે ગયો, અને બધી વાતે તેને માહીત કરી દીધોછે, અને આપની મરજી મુજબ કાલે સવારે બધી તૈયારી થઇજશે, હવે માત્ર એકજ વાત કરવાનીછે; અને મુશ્કેલી પણ એજછે; કે કન્યા કોની—હું બહુ વિચાર કરૂંછું. પણ કંઇ પત્તો લાગતો નથી.

સિપાઇ—( પ્રવેશ કરીને )—વકીલ સાહેબ આવેછે.

ઇન્દુ—આવવા દો.

**મધુમુખરામ**—(પ્રવેશ કરીને) રાયજી સાહેબ!

**ઇન્દુ**—આવો, આવો સાહેબ આવો આમ આ હીંચકે આવો!

**મધુમુખ**—ના સાહેબ, અહીંજ ઠીક છે.

**કુંકુમ**—આટલી એક અડચણ છે.

**ઇન્દુ**—વકીલ સાહેબને પૂછો, એ પણ તમારી પેઠે ઘેરઘેર ફરનારાછે.

**મધુ**—શું સાહેબ કહોને?

**કુંકુમ**—કાલે આપણે જે નક્કી કર્યું, તે પ્રમાણે મેં જોશી સાથે ગોઠવણ કરીછે. હવે માત્ર કન્યા ખોળી કાઢવી જોઇએ.

**મધુ**—હવે જરા ધીરા પડો, ધીરે ધીરે એ પણ પાર ઉતારીશુ, હજી બાર મહિના વચમાં છે, આ વર્ષે તો લગ્ન છેજનહિ.

**કુંકુમ**—ઠીક ત્યારે હું હાલ આજ્ઞા લઉંછું; મ્હારે આજે જ્ઞાતિભોજનમાં જવુંછે—પેલા ફોજદાર સાહેબ આવી ગયા, તેથી વાર થઇ ગઈ; બીજી પંગતે એસીશું (જાયછે).

**ઇન્દુ**—અમસ્તો નકામો આવીને માથું પકવીગયો.

**મધુ**—આપને કાંઇ શીખામણ દેવા આવ્યોહશે?

**ઇન્દુ**—શીખામણ એ કે રાંડીરાંડ સાથે પરણો કે વેશ્યા સાથે.

**મધુ**—અરે બહુ ડાહ્યલો છે એ તો; એનો બાપ કેટલે વર્ષે પરણ્યો હતો તે એને પૂછવું તું.

**ઇન્દુ**—મ્હારે પૂછવાની જરૂર નથી; હુ મ્હારો નિશ્ચય ફેરવવાનો નથી; તમે અને ગોર બે મ્હારી પક્ષમાં છો એટલે બસ છે.

**મધુ**—સાહેબ, હમે તો આપના સેવક છીએ, આપને સર્વ સારાં વાનાં થશે હજી આપની વય કાંઇ એટલીબધી નાકહેવાય, પેલા કોકિલસુન્દરને સીત્તેર વર્ષે સંતાન થયું હતું; અને આપને તો હજી—આપનું શરીર કેવું મજબૂત છે.

ઇન્દુ—મ્હારૂં શરીર હજી એવું મજબૂત છે કે વડાદરાના ચાર મલ્લ સાથે એકલો કુસ્તી કરૂં! ભાઈ મધુમુખરામ આપને ખાત્રી કરવી હોય તો–તેડાવો કોઈ મલ્લને અને ચાલો મ્હારા અખાડામાં; હજી તમારા આજ કાલના કાગદી જવાનો કરતાં ચાર ગણુ વધારે ખાઊંછું. તમારા આગળ શી વાત કરૂં? પણુ વકીલ સાહેબ મ્હારા શરીર બાબત જરા પણુ અંદેશો ના રાખશો તમારાથી મ્હારે કાંઇ પડદો નથી; કહો તો વળી—

મધુ—અરે કાંઇ નહિ સાહેબ–મિત્ર મિત્ર વચ્ચે પડદો શો અને વળી આણીને પ્રસગે? આપણે તો એકજ હૃદય છીએ.—**दारेषु किंचित्स्वजनेषु किंचित्** એમાં કાંઈ નહિ—એ તો મનુષ્યના શારીરિક ધર્મ છે, એ વાત તો ઠીકછે, કોણુ શંકા લાવેછે, અને વાત શી! એ તો જે થવાનું હશે તે થશે, આપને જે કરવું હોયતે કરો–બીજાને શું? આપ કાંઈ બાળક નથી, આટલી પાકી વય–આટલી વિદ્યા ભણ્યા ગણ્યાને આપનું હિત શું અને અહિત શું એ ન સમઝી સકો–આપ અનુભવી છો–આપ બધું સમઝોછો શા માટે બીજાએ વચમાં પડવું જોઇએ.

ઈન્દુ—પણુ કન્યા! કન્યા ક્યાં?

મધુ—સાહેબ એ વાત મ્હારા ધ્યાનમાંજછે, એ વિચારમાને વિચારમાં હું આખી રાત ઉંઘ્યો નથી. અહીં એક મારો અસીલ છે; તે બિચારો ગરીબ અપંગ છે, મૂળ બિચારો પૈસે ઠીક હતો પણુ કજીયા લઢી લઢી ગરીબ થઇ ગયોછે; તેમા વળી અપગ થઈ ગયોછે, એટલે સરકારી નોકરી છોડવી પડીછે; એને બે કન્યા છે.

ઇન્દુ—કેવડી છે? કેવી છે?

મધુ—એક વર્ષ તેર ચૌદ પદરેકની હશે, અને બીજી દશેકની હશે.

ઇન્દુ—ત્યારે મ્હોટીનું કરો, અને નહિં તો ન્હાનીનું.

મધુ—એ સાહેબ, હું અને ગોર મળી ઘાટ ઘડી નાંખીશું આપ ચિન્તા ના કરો, પણ હાથ મોકળો રાખજો.

ઈન્દુ—એ વિષે હરકત નથી, ગમેતેમ થાય પણ કાર્યસિદ્ધિ કરવી, ગોર મહારાજ જતા રહ્યા તો જમવાને અધીરા થઈ ગયા; બ્રાહ્મણ ભાઈ.

મધુ—સાહેબ અધીર તો આવે. આપ અત્યારે કેવા ઉતાવળા થઈ ગયાછો; અને હજી બધું આગળ ઉપર જણાશે.

ઈન્દુ—( હસતાં, હસતા ) ઠીક, ઠીક, ઠીક.—( બન્ને જાયછે ).

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્જન્યપુર—વિદ્યુત્પ્રસાદનું ઘર.

( વિદ્યુત્પ્રસાદ કાગળોનાં પીલ્લાં ઉકેલીને વાંચતા બેઠા છે ).

અભ્રસુન્દરી—( પ્રવેશ કરીને ) કેમ આજ જમવું કરવું નથી? બાર વાગવા આવ્યા ને હજી કાંઇ ન્હાવું પણ સાંભર્યું નથી?

વિદ્યુત્પ્રસાદ—ઉઠુંછું હમણાં મ્હારૂં તો મન હવે કહ્યું કરતુ નથી, આટઆટલા જન્માક્ષર લાવ્યો પણ એકે મળતા નથી.

અભ્ર—હવે જન્માક્ષર બન્માક્ષર બધું માંડી વાળી જેમ ઠીક લાગે તેમ કરવું. કન્યાકાળ તો હવે થઇ ગયો; બારમું વર્ષ બેશી ચૂકયું પણ નાતના લોક નિન્દાખોર તેથી હજી દશ કહીએ છીએ. પણ બાર તો થઇ ગયાં એટલે કન્યાકાળ થઇ ગયો માટે હવે જન્માક્ષર કે મહુરત કાંઇ જોવુ હોય નહિં.

વિદ્યુ—એમ મ્હારૂં મન માને નહિં, વગર પેસે કરીએ ને

કાંઇ થાય તો ? મ્હોટીને કન્યાકાળ થઈ ગયો; પણ ન્હાનીના જન્માક્ષર તો મેળવવા જોઇએકની ? લગ્ન તો એનું પણ ભેગભેગુ જ કરવુ છેને ?

અભ્ર—કોઇ સારા જોશીને તેડાવીને મેળવાવો તમે કાંઈ બધુ સમજી સકોછો ?

વિદ્યુ—મેં જ્યોતિષ બધું જોયુંછે; ઘણીવાર મેં પેલા રાહુલાલ જોશીના ગુરૂ કેતુનાથની પણ ભૂલ કાઢીછે.

અભ્ર—પણ આ વાતમાં જરા તમે ગભરાયલાછો, જેથી સૂઝ ન પડે કદાચ; માટે બોલાવોને રાહુલાલને, નહિં તો તમે જઈ આવો.

વિદ્યુત—ચાલો હુંજ જઇ આવું.

કુંકુમશંકર—(પ્રવેશ કરીને)—કેમ ક્યાં તૈયારી કરી, જરા બેસોતો ખરા.

વિદ્યુત્—પધારો મહારાજ પધારો, તમે આવ્યા તોએ ઠીક; ચાલો મ્હારો ફેરો બચ્યો. જરા રાહુલાલ પાસે જતો હતો, પણ હવે તમે જ લ્યોને આ બધા પચીસેક જન્માક્ષરછે તે લઈ રાહુલાલને પૂછો કે કીયા મ્હારી મ્હોટીને મળેછે અને ન્હાનીને કીયા મળેછે.

કુંકુમ—એ કામ કરવા હું તૈયારછું, પણ એ સર્વ માથાકૂટ શું કરવા કરોછો ? કન્યા મ્હોટી થયા પછી જન્માક્ષર જોવા કે મુહૂર્ત જોવાની જરૂર નથી શાસ્ત્રમાં પણ આજ્ઞાછે કે—

कन्या द्वादशवर्षाणि प्राप्यते यदिने यदा ।
जन्माक्षरं न पश्येच्च न मुहूर्त्तं च यत्तदा ॥

વિદ્યુત્—તે હશે પણ હુતો ગ્રહફળનો અનાદર કરી સકતો નથી, જોશી મહારાજને કહેજો કે વધારે તસ્દી પડતીહોય તો માત્ર આ બે જન્માક્ષર વિષે મ્હને પ્હેલું જણાવે.

**અભ્ર**—કીયા બે પેલા રાત્રે કહ્યા હતા તે કે ?

**વિદ્યુત્**—હા.

**અભ્ર**—એમાંના પેલાનું તો નામ જ જવા દ્યો; હું તમને બે હાથ જોડી કહુંછું કે એ કામ આપણે નથી કરવુ.

**કુંકુમ**—કોને માટે આપ કહોછો બાઈ ?

**વિદ્યુત્**—અરે, તમે તમારે લઈ જાઓને, એ તો બૈરાંઓની પંચાત તમે શુ કરવા કરોછો ?

**કુંકુમ**—ઠીક ( જાયછે. )

**અભ્ર**—દીકરીનું જો સારૂં ધારતાહો તો તમે એ વરનુ નામજ જવાદ્યો મ્હારૂં મન માનતું નથી.

**વિદ્યુત્**—ઉમર શિવાય બીજો કાંઈ વાંધોછે ? ઉમર પણ કાંઇ ઝાઝી નથી અને તેની સાથે બીજા લાભ કેટલાછે ?

**અભ્ર**—મ્હારે લાભ નથી જોઇતા; મ્હારી દીકરી એના કરતા કુવારી રહેશે તો ભલે; પીપળાને પરણાવીશુ પણ એ વર સાથે કરવુ ઠીક નથી.

**વિદ્યુત્**—અત્યારે ત્હારે લોકનાં દળણાં દળવાં પડેછે હું કહાન ખોઈ બેઠાથી નોકરી ચાકરી છોડી નવરો બેઠોછું એ બધા દુઃખમાંથી છૂટીશુ એનો કેમ કાંઈ વિચાર કરતી નથી ?

**અભ્ર**—મ્હારે હજારગણાં દળણાં દળવાં પડશે તો નાનથી, પણ દીકરી વ્હીલે મ્હોએ આવશે, તે મ્હારાથી નહિં ખમાય; પડોશમાં પેલી વિનોદકુમારીછે તેના રોજ કેવા ભવાડા થાયછે, તે જોતા છતાં આપણે આંધળા થવું ?

**વિદ્યુત્**—પણ હવે દીકરી મ્હોટી થઇ તે કરવું કેમ ? આટલું બધું ધનછે, વાડી વૈભવછે, અને તું શા માટે ગભરાયછે ?

ઉમર પણ બહુ નથી, અને શરીર કેવું બળવાનછે હજી બીજાં પચીસ કાઢશે ઈશ્વરકૃપાથી. શું કામ ગભરાયછે ? ( ટપાલવાળો કાગળ લાવી હાથમાં મૂકેછે. )

( કાગળ વાંચતા ) લોકો જોને જંપતા નથી, હજી તો વિચાર ઘરમાં કરીએછીએ, એટલામાં આ નનામો કાગળ શો ? પેલા મન્યુકુમારનું કામ હશે એ–જોને લુચ્ચો કાગળમાં બીજું કાંઈ લખેછે ફક્ત–"બુઢ્ઢાને બાળકી આપી બાંધેછે મીંઢળો મડે, પિતા પુત્રીતણો પાપી પસ્તાવામાં પછી પડે." બહુ ડાહ્યો સાળો—હમે પસ્તાઇએછીએ કે તું તે હવે જણાશે.

અભ્ર—કોઈ દયાળુ માણસે દયા ખાઇ લખ્યુંછે, તેને ગાળ શું કરવા દ્યો છો; તમારા કરતાં આપણી દીકરીની દયા એને વધારે આવી. તેથી ઉલટો પાડ માનો અને કાંઈ વિચાર કરી મન ફેરવો તો સારૂં.

વિદ્યુત્—મ્હારી દીકરીની દયા એને કેમ? મ્હારી દીકરીનો બાપ હું નહિં ને એ ખરૂ ? અત્યારે એને ઘણી માન્ય, મને મૂકીદે, ગાળ દેછે તેનો પાડ માનું ? ત્હારી દીકરીનો બાપ ખરો કેની ?

અભ્ર—અમસ્તા અકળાઓ નહિં, હું કયા જવાની હતી ? તમે આ વિચાર માંડી નહિં વાળો તો કુવો હવાડો કરવા જવુ જ પડશે તો ?

વિદ્યુત—બૈરાંની બુદ્ધિ પાનીએ, કાંઇ થયું તો કુવો હવાડો; દીકરીના સુખની મ્હને દરકાર નથી, અને તને એકલીને જ છે.

કુંકુમશંકર—( પ્રવેશ કરી ) લ્યો મહારાજ આ બધાએ જન્માક્ષર તપાસી જોયા તેમાં આ બે સાથે આપણી બે દીકરીઓના મળેછે. બીજા સર્વે ઘણાજ ખરાબ છે. જોશી મહારાજે કહ્યું છે કે

આ બે વગર બીજા કોઈ વિષે કાંઈ ધાગશો તો મહા વિપત્તિછે. બીજા બધા ગ્રંહમાં એવું કાંઈ નથી કે પુણ્ય દાનથી પણ સુધરે, અને આ બેના ગ્રહ ચોખ્ખા અને બરોબર બંધ બેસતાછે. પછી જેમ આપને યોગ્ય જણાય તેમ કરશો. હું આજ્ઞા લઉછું.

વિદ્યુત્—ઠીક, આપ પધારો હું મ્હારા મિત્ર મધુમુખરામની સલાહ લઈ પછી જેમ ઘટશે તેમ કરીશ (સર્વે જાય છે )

## પ્રવેશ ૪ થો.

સ્થળ—પર્જન્યપુર, ઇન્દુશેખરરાયનુ ઘર.

મધુમુખરામ—રાયજી સાહેબ, ગોર મહારાજે આ વખત પુરી સેવા બજાવીછે.

ઇન્દુશેખરરાય—એમની કૃપા અને આપની સહાયતાથી મ્હારૂ પણ આ વખતે સચવાશે હવે એ વિદ્યુતપ્રસાદ આપની સલાહ લેવાનો છે માટે આપ કમર કશી તૈયાર રહેજો.

મધુમુખ—સાહેબ, એ મ્હારી પાસે કાલે રાત્રેજ આવી ગયો.

ઇન્દુ—હેં; શું કર્યું ? નક્કી કર્યું ?

મધુ—નક્કી થયા જેવુંછે; આપ અધીરા ન થાઓ; મેં સર્વ વાતે એને સમજાવ્યોછે માત્ર એની સ્ત્રી હજી માનતી નથી

ઇન્દુ—ત્યારે કેમ થશે ? પણ એમ સ્ત્રી આગળ એનું કાંઈ નહિં ચાલે એવો એ બાયલો હશે ?

મધુ—સાહેબ, સ્ત્રી આગળ સર્વ કોઈ લાચાર છે, આપને હવે બીજો અનુભવ નવો થશે એટલે જણાશે. પરતુ કાયદા પ્રમાણે કન્યાને પરણાવવાનો હક પિતાનોછે, માનો નથી. એટલે વિદ્યુત્પ્ર-

સાહની મરજી છે તો એની ઓનું કાંઈ ચાલવાનું નથી. હાલ રીતસર માનશે તો ઠીક નહિં તો પછી આપણે ઘટતા ઇલાજ લઈશું

ઈન્દુ—ના ભાઈ ના, એવી કાયદાબાજી આપણે પાલવે નહિં, લોકમાં ફજેતી થાય, વખતે મનુષ્યહરણનુ તોહોમત આપણા ઉપર લાવે અને નાહક ખરચમાં ઉતરવુ પડે. સમઝાવીને કરવું જ ઠીક.

મધુ—સાહેબ ફજેતો કાંઈ વધારે થવાનો નથી; મનુષ્યહરણનું તોહોમત લાવે એવુ એને કોઈ મદદગાર નથી, અને ખરચથી આપ બીહો તો તો કાંઈ જ ન થાય આપને ખરચ નાહક નથી થતું, લાભ આપને છે; હમારે વગર લાભે વૈતરૂ છે, પણ આપ સુજ્ઞ કદરદાન છો એટલે ભવિષ્યમાં બધાને સરખો લાભ છે; માટે આપ નાહિંમત ન થાઓ. સમઝશે ત્યાં સુધી તો ઠીકજ છે; નકામું કોરટનું મ્હો જોવું જ ન પડે; પ્રભુ સહાય થશે.

ઇન્દુ—ભાઈ મધુસુખભાઈ, વિદ્યુત્પ્રસાદ જાતે તો કાંઈ ન કરે; એને મદદ કરનાર સગાંવ્હાલાં નથી તે પણ હું જાણું છું; પણ પેલા સુધારાવાળા જપે એવા નથી. આપણા ખરા શત્રુ એ છે.

મધુસુખરામ—આપ નિશ્ચિંત રહો, સર્વ સારા વાનાં થશે હું હવે રજા લઉ છું.

ઈન્દુ—જરા ઉભા રહો; આપણે કન્યાને જોવી જોઇએ.

કુંકુમ—સાહેબ, કન્યા ચંદ્રમાનો અવતાર છે, તેર વર્ષની છે, પણ ત્રેવીશ જેવડી દેખાય છે, આપ હમારા ઉપર ભરૂસો રાખતા નથી?

મધુસુખ—ગોર મહારાજ! એમને આપણો ભરૂસો તો સપૂર્ણ છે; પરંતુ, કન્યા જોવાનું મન સ્વભાવિક રીતે થાય જ, આટલી પાકી વયે લગ્ન કરવુ અને વગર જોયે કરવું ઠીક નથી, માટે તમે કાંઈ યુક્તિ કરો. રાયજીસાહેબના મનને સંતોષ થશે.

ઇન્દુ—ખરૂં છે ભાઇ મધુમુખરામ; તમે મ્હારા વિશ્વાસુ મિત્રો છો, એટલે કાંઇ ભય નથી; પણ છતી આંખે કૂવામા પડવા જેવું થતું હોય તો ન કરવું.

કુંકુમ—અરે મહારાજ! કન્યાનુ રૂપ જોઇને તો સર્વ કોઇ મોહી જાય છે; આપ જોઇને હર્ષઘેલા ન થઇ જાઓ તો યુક્તિ કરીએ.

ઇન્દુ—અરે ગોર મહારાજ! હું હર્ષઘેલો થાઉ એવો ભય રાખો છો? મ્હને જરા પણ એવી શંકા નથી સુધારાવાળા ભલે મ્હને ઘેલું લાગ્યું ગણે; પણ હુ તે વાત માનતો નથી

કુંકુમ—ઠીક ત્યારે કાંઈ યુક્તિ કરવી પડશે. (જરા વિચાર કરીને) ચારેક દિવસમા ગોરચોનાં પારણા આવે છે તે સર્વ કન્યાઓ અને મુગ્ધાઓ અબાભવાનીના દહેરા આગળ સાંઝરે પાચ વાગે ભેગી થશે તે વખતે આપણે ત્યા આગળ વેશ બદલીને જઇશુ.

ઇન્દુ—અહીં આવે એમ કરો તો કેમ?

કુંકુમ—અરે મહારાજ, એ વાત બને? સર્વની સાથે સુન્દર વસ્ત્રાભૂષણ સજેલી મુગ્ધા જે વખતે ગરબે ફરતી હશે તે વખતે જેણી સર્વને આકર્ષણ કરે તેવી કાંઇ એકલી અહીં આવે તે વખતે બને?

ઇન્દુ—ઠીક ત્યારે આપણે જઇશુ, પણ વેશ બદલ્યા વગર જ ત્યા આગળ થઇને આવીએ તો કેમ?

કુંકુમ—તેથી શો લાભ? માત્ર જતે જતે જરા તેના મુખની ઝાંખી કરીશુ એ જ—તેને નિહાળીને જોવી હોય તો ત્યાં ઉભા રહેવુ જોઇએ, અને આમને આમ ઉભા રહીએ ને કોઈ ઓળખે તો આપનો ફજેતો ઉલટો વધેને? માટે વેશ બદલીને જઇએ અને બીજા રાહદારીની પેઠે ઉભા રહી બસ આપણુ મન માને ત્યા સુધી નિહાળી નિહાળી, ધારી ધારી નિરખીશુ અને આખ્યની તૃપ્તિ કરીશુ

**મધુ**—સાહેબ, એ ઠીક કહે છે

**ઈન્દુ**—ભલે ત્યારે એમ કરીશું, પણ વેશ શો લેવો ?

**કુંકુમ**—આપે કાંઈ વેશ બદલવાની જરૂર નથી, માત્ર પાઘડી ન પહેરતા, પગથી તે માથા સુધી હૉરીનો બુરખો નાખજો એટલે કોઈ ઓળખે નહિં; અને હું બનીશ હૉરો. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-પર્જન્યપુર-વિદ્યુત્પ્રસાદનું ઘર.

**અભ્રસુન્દરી**—હાય ! હાય ! આ તે પ્રસાદને શુ સૂઝયુ છે ? બે હાથમાં મશાલ લઈ કૂવામાં પડવા જેવું કરે છે ! મ્હારી કેળના ગર્ભ જેવી દીકરીને પેલા ખોખલા ઈન્દુશેખરને, પરણાવવા તૈયાર થયા છે. એમની તો મતિજ ફરી ગઈ લાગે છે; આંખ્યે અધારીઓ જ આવી ગઈ છે; ગરીબાઈના દુઃખથી કાયર થઈ દીકરીનુ સુખ વેચવા નીકળ્યા ! બીજા બધાને મ્હારી દીકરીની દયા આવે છે. અને સગા બાપ થઈ ભાન ભૂલ્યા છે ! હે ભગવાન્ તુ બધુ જાણે છે, તુ મ્હારી દીકરીને આ ફાંદામાંથી છોડવ્ય હુ શુ કરૂ, શા ઉપાય કરૂં ! ઘણુએ સમઝાવ્યા પણ કાંઈ માનતા જ નથી. મ્હારૂ નથી માનતા તો બીજા કોઈનુ શુ માનશે ? બીજા કહોને કહુ ? જે કહેવા જાય છે તેને સુધારાવાળા કહી કાંઈ સાભળતા જ નથી. હવે તો હું જ કૂવે પડું ? ( ક્ષણવાર ચૂપ રહી પછી વિચાર કરી ) પણ હુ જો મરી જાઉ અને દૈવયોગે મ્હારી દીકરીનું બગડયું તો એને કોણ સોડમા ઘાલશે ? ભગવાન્ કૃપા કરે ને મ્હારી દીકરી એવુ થતાં પહેલા જ મરી જાય તો બહુ સારૂ; ન્હાનીનુ પણ કોણ જાણે શુ

થશે ? એને સરખે સરખું જોયું છે, પણ એ તો કાંઈ ઝાઝું ખોટું નથી; પણ મ્હોટી ! હાયરે મા ! આવો ઘરડો તે ત્હારે સારૂ ક્યાં રાખી મૂક્યો હતો ? ત્હારા બાપ જ નથી સમઝતા પછી શું કરવું ? અત્યારે તો બિચારી શણગાર સજી ગરબા ગાવા ગઈ છે. પ્રભુ ! એના શણગાર કાયમ રહેશે ખરા ?

( અદ્રિલતા રોતી રોતી પ્રવેશ કરે છે; પાછળ તેની બ્હેન શશીરેખા છે. )

**અદ્રિલતા**—( રોતી રોતી ) ઓ મા ! ઓ મા ! હું શુ કરૂં ! ( બહુ રૂવે છે. )

**અભ્ર**—( તેને પાસે લઈ ) કેમ અદ્રિ ! કેમ, છે શું ? શું થયું ? તને કોઇએ મારી ? કોઇએ કાંઈ કહ્યું, કે જણુસ કાઢી લીધાં ? કે જણુસ પાડી આવી ? શુ થયું ? જે હોય તે કહે, હું તને ખીજવાની નથી. ( અદ્રિલતા રૂવે છે પણ કહેતી નથી. )

**અભ્ર**—શશિ ! તું કહે શુ થયું ? તું પણ સાથે જ હતીને ?

**શશિરેખા**—બ્હેન તો એક હૉરીથી બ્હીની છે.

**અભ્ર**—હૉરી ? હૉરી ક્યાંથી ? તમે ગરબા ગાવા ગયાં હતાં ત્યાં હૉરી શી ? માતામાં વળી હૉરી શી ?

**શશિ**—અમે બધાં બહાર રસ્તાના ચોકઠામાં ગરબા ગાતાં હતાં, ત્યાં બીજા લોક સાંભળતા હતા. એટલામાં બ્હેન ફરતી ફરતી, એક હૉરી ઉભી હતી ત્યાં આવી અને હૉરીએ એકદમ બ્હેનનો હાથ ઝાલ્યો અને કહ્યું "આ ગરબોના ગાશો બા", એટલામાં બ્હેન તો રોઈ પડી, અને ગરબામાંથી બહાર જતી રહેતી હતી એટલામાં પાસે એક હૉરો ઉભો હતો તેણે બ્હેનને વાંસે હાથ ફેરવી છાની રાખી, પણ પછી તો બ્હેન તરત કહે ચાલો ઘેર, એટલે અમે ઘેર આવ્યા ને બીજાં બધાં પણ વેરાઈ ગયા.

**અભ્ર**—ગમે તેં ગરબો ગાય, તેમાં રાંડ હૉરીને તે શું ? અને આપણા મેહેલ્લામાં વળી હૉરો ને હૉરી કેવાં ? બ્હેન ! કયો ગરબો ગાતી હતી ?

**અદ્રિલતા**—હું કયરે ગાતી હતી ? હું તો ઝીલતી હતી. પેલી સૌદામિની ગવડાવતી હતી.

**અભ્ર**—કીયો ગરબો ? કેઈ સૌદામિની ?

**શશિ**—પેલા મન્યુકુમારની છોકરી ગવડાવતી હતી. પેલો ગરબો "ગોરચમા શીદ આપ્યો અવતાર નાગરી નાત્યમાં રે લોલ" એ.

**અભ્ર**—( નિશ્વાસ નાખી ) હશે, પણ તેમાં રાંડ હૉરીને શું? એ રાંડ ક્યાંથી ગરબા સાંભળવા આવી ? હશે, બ્હેન ! હવે રહી જા, એમાં તે તને શું થયું, ત્હારો હાથ બહુ દબાવ્યો ?

**અદ્રિ**—ના, પણ મ્હને અડકે જ કેમ ? અને હૉરો પણ લુચ્ચો હતો; મ્હને વાંસે હાથ ફેરવે શેનો ?

**અભ્ર**—હવે તું રોવું બધ કરય, અને રહી જા; નહિં તો વળી ત્હારા બાપ આવશે તો ચીડાશે ને બમણા ખીજશે.

**શશિ**—ઓ માં ! બ્હેન તો કહેતી હતી કે હું તો થોડા દહાડામાં મરી જવાની છું.

**અભ્ર**—( અદ્રિલતાને સોડ્યમાં દાબી રોતી ) ના બ્હેન ! એવું બોલીએ નહિ, તું હજી બાળક છે. તું મરવા જેવડી છે ? હું મરૂં એવડી તો ખરી.

**શશિ**—એ તો કહેતી હતી કે પ્રસાદ જો મ્હને ઈન્દુશેખરને પરણાવશે તો વરઘોડો આવતાં પહેલાં ઝેર ખાઈશ કે કૂવે પડીશ.

**અભ્ર**—( વધારે રોતી ) અરે ગાંડી ! એવું ગાંડું કાંઈ કરીશ નહિ. ત્હારા બાપ સમઝતા નથી, એટલે શું કરીએ ? આપડું કાંઈ

ચાલે છે! દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. ત્હારૂં નશીબ સારૂં હશે તો ત્હને કાંઈ દુઃખ પડશે નહિં, અને નશીબ ખોટું હશે તો હુએ શુ કરીશ અને તુએ શુ કરીશ? પરમેશ્વરની મરજી હશે તેમ થશે.

**અદ્રિ**—પરમેશ્વરની મરજી શેની! પ્રસાદની કહે.

**અભ્ર**—એમ ખોટા ખોટા વિચાર કરીએ નહિ. થવા કાળ હશે તે થશે. પેલો જતહરશંકર ન્હાનો બાળક મરી ગયો, અને કિરીટધર પચાસ વર્ષે પરણ્યો ને પચોતેર થયા છે તોએ બાસ્સો ફરે છે, હરે છે, અને એની વહુ અરૂણસુન્દરીને કપાળે મ્હોટો પુન્યમના ચંદ્ર જેવડો ચાંલ્લો છે, એ કાંઈ કોઈના હાથમા છે? પ્રાલબ્ધની વાત છે.

**શશિ**—પેલા હૉરાએ મ્હને કહ્યું બ્હેનને તેડી મ્હારી દુકાને બંગડીઓ પહેરવા આવજે.

**અભ્ર**—મુઆં એ હૉરો ને હૉરી, નામ બાળો મૂવાઓનાં. તમે તમારે લૂગડાં બદલીને આવો તમને જમાડી લઉં, પ્રસાદને આવતાં તો હજી બહુ વાર થશે ને તમને ઉંઘ આવશે, માટે ચાલો

( સર્વે જાય છે )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ-પર્જન્યપુર-અનિલચંદ્રનું ઘર.

**નલિની**—અલ્યા કિશોર! તું ક્યારનો શુ કરે છે? હવે તે ત્હારે આમ મોહોલ્લાનાં છોકરાં સાથે રઝળવું હોય ખરૂં? તું હવે કાંઈ બાળક છે?

**કિશોર**—કેમ, હજી હું તો ઇંગ્રેજીમાં હમણાં જ ગયો છું;

અને આજ, રવિવારે પણ ના રમુ? રોજ ભણ્ય ભણ્ય, કરૂં?

**નલિની**—અંગ્રેજીમાં હમણાં ગયો તેમા શુ? પણ બાર વરસનો ઢોલો થઈ રસ્તામાં રમે તે સારૂ કહેવાય? કાલને વ્હાણે ઘેર વહુ આવશે અને તુ રસ્તામાં રમતો હોઈશ તે કેવુ દેખાશે?

**કિશોર**—(રોતો રોતો) રવિવારે તો હુ રમવાનો, બીજે દહાડે નહિં રમુ અને ઘરમાં બેશી ભણીશ.

**નલિની**—ભણવાનું તને કોણ કહે છે? તું હારે ડાહ્યો થઈ ઘરમાં બેશી રહે. નહિં તો પરણાવશે કોણ?

**કિશોર**—મ્હારે પરણવુજ નથી

**નલિની**—જો ઘેલા એવુ શુ બોલે છે! પરણ્યા વગર તે ચાલે. ત્હારા બાપ પરણ્યા, દાદા પરણ્યા, બધી દુનિયાં પરણે ને તે કરતાં તુ બહુ ડાહ્યો ખરો ને?

**કિશોર**—ઓ, બા પેલો બુઢ્ઢો ઇન્દુશેખરરાય આટલે વર્ષે પરણવાનો છે તે હમારી નિશાળમાં બધા બહુ હસતા હતા, અને એની કવિતા જોડાઈ છે

**નલિની**—હશે, આપણાથી એની મશ્કરી ના થાય, એ તો ત્હારો સાઢુ થવાનો છે જો, બારણાં કોણે ઉઘાડ્યાં. (અનિલચંદ્ર પ્રવેશ કરે છે.)

**અનિલચંદ્ર**—કેમ ભાઈ, આજ ભણવા નથી બેઠો?

**કિશોરચંદ્ર**—આજ રવિવારે પણ રમુ નહિં?

**અનિલ**—પણ આખો દિવસ રમવુ? હું બહાર ગયો ત્યારે રમતો હતો અને અત્યારે બે કલાકે આવ્યો ત્યારે પણ રમે છે? સવારના વખતમાં પણ તું ભણવા ન બેસે ત્યારે ક્યારે ભણીશ?

**નલિની**—હવે એ તો ભણશે; તમે ગયા હતા તેનું શુ કરી આવ્યા, તે તો કહો.

**અનિલ**—નક્કી જેવુ કર્યું છે

**નલિની**—પણ મ્હોટીનું કે ન્હાનીનું ?

**અનિલ**—ન્હાનીનું.

**નલિની**—ન્હાની આપણે ત્યાં અને મ્હોટી ઈન્દુશેખરરાયને ?

**અનિલ**—હા

**નલિના**—ત્યારે એવા બુઢ્ઢાયાને મ્હોટી આપવા કરતાં આપણને મ્હોટી આપે તો શુ ખોટું ? એવી રૂપવતી દીકરી એવા ઘરડાને આપતાં જીવ કેમ ચાલે ? મ્હોટી આપણને આપે અને ન્હાની આપે રાયજીને એમ ન થાય ?

**અનિલ**—આપણે તો ન્હાની લેવામાં જ ફાયદો છે

**નલિની**—પણ ન્હાની કરતાં મ્હોટી દેખીતી વધારે સારી છે.

**અનિલ**—તે ખરૂ પણ આપણો કિશોર ક્યાં દેખીતો એટલો બધો સારો છે ? અને બારનો કિશોર અને તેરની કન્યા તે કજોડુ તો પડે ?

**નલિની**—એમા કજોડું શેનુ ? એ તો મ્હોટાં થએ કજોડું જણાય જ નહિ. જણ્યાં આવી મળે છે, તો પરણ્યાં ન આવી મળે ?

**અનિલ**—મ્હને તો થાય છે કે ન્હાની અગીયારની છે તે પણ કિશોરને મ્હોટી પડે; પણ બીજી કોઈ કન્યા છે જ નહિં એટલે કરવુ શુ ? અને તમારી તાકીદ ઘણી છે

**નલિની**—તાકીદ તો હોયસ્તો; બાર વરસનો દીકરો થયો ને હજી કાંઈ વિવાહ ના થાય તો મ્હારો એકનો એક દીકરો પછી રહી ન જાય ? એ તો હવે આવઆવડા બાયડા કરે છે. 'તમારી સગાઈ મ્હારી સાથે થઈ તે વખતે તમે આઠના હતા અને હું પાંચની હતી અને તમારા બાપ તો બે વરસના હતા ત્યારે મ્હારાં

સાસુ સાથે એમની 'સગાઈ થઈ હતી. આપણુ ઘર નાતમાં ઠીક કહેવાય, અને ઘોડીયામાંથી છોકરા ઝડપાઈ જાય નહિં, ત્યારે પછી ઘરડાનું નાક નીચું થાય કે નહિં ? તમને તો ટેક જ ક્યાં છે ? બારનો થયો ને હવે વહુ ના આવે ત્યારે પછી શુ ઈન્દુશેખરની પેઠે ઘડપણમાં વહુ લાવવી'તી ? મ્હારી માશીની સાસુ અને પેલી ઉમાલક્ષ્મી ડોશી બે બ્હેનપણા હતાં, બેને સાથે અઘરણી આવ્યું ત્યારથી જ એમણે પોતપોતાના છોકરાંની સગાઈ નક્કી કરી હતી. એ તો ભોગજોગે બેને છોકરીઓ આવી, નહિ તો પેટમાંથી ઘણાએ સગાઈઓ કરી છે, ને ખાસ્સા પરણી કરી સુખથી ઘર માણ્યાં છે એ તો હવે આ તમે ઈંગ્રેજી ભણ્યા એટલે છોકરાને સાહેબ લોકોની પેઠે મ્હોટા હીજડા જેવા કરી પરણાવવાનું કહો છો અગીઆરની તમને મ્હોટી લાગે છે પણ હુ તો મ્હારે એની મ્હોટી બ્હેન તેરની મળે તો વધારે રાજી થાઉં.

**અનિલ**—કિશોર બારનો અને વહુ તેરની, એ ઠીક જણાય ખરૂં ?

**નલિની**—એ તો તમારે બીજો કાંઈ વિચાર છે. સવાર સાંઝ બહાર ફર્યા, બપોરે દુકાને ગયા, અને રાતે ખાઇને સૂઈ રહ્યા; ઘરનું કામકાજ કેમ ચાલે છે, તે જાણો છો ? મ્હારૂં શરીર આજ ત્રણ વરસથી કેવુ ચાલે છે ? ઘરનું કાંઈ પણ કામકાજ થતું નથી, અને રોજ રાતે તાવ આવે છે, સવારે તો ઉતરી જાય છે; પણ શક્તિ રહેતી નથી; એ તો ઠીક છે કે પડોશની કૈલાસસુન્દરી બિચારી રાડીરાડ છે તે આવી ઘણુંખરૂં વૈતરૂ કરી જાય છે. નહિ તો તમે ખાઓએ શુ અને પીઓએ શુ ?

**અનિલ**—અને તેમાં વળી અત્યારથી તમારે સાસુ થઇને વહુ ઘરમા આણવી છે, કેમ ?

**નલિની**—હાસ્તો, ખાસ્સી મ્હોટી વહુ ઘરમાં આવે તો બધુ અત્યારથી કામકાજ ઉપાડી લે, અને મ્હારે આટલુ કરવું પડેછે તે પણ ન પડે. અગીયાર કરતા તેરની હોય તો પરણીને બીજે દહાડેથી જ મ્હારૂ બધું સુધરી જ જાય. પેટ દીકરી હોત તો જૂદી વાત હતી, પણ તેમ નથી તો મ્હોટી વહુ હોય તો કામ કરવા લાગે ખરીને ? પ્રભુએ એક દીકરી આપી હોત તો અત્યારે મ્હારે કાંઈ પણ પેઠવાનુ હતુ? (રૂવેછે)

**અનિલ**—રોયાથી શુ ફળ છે ? દીકરી ન હોય તો વહુ પણ જોઇએ ? ત્યારે તો તેર કરતા તેવીસની મળે તો શી ખોટી ? હુ તો આટલુએ કબૂલી આવ્યો છું તે તમારે માટે મ્હારે તો લોકમાં શુ મ્હોં બતાવવુ ? મ્હે તો તરંગપુરની સંસારસુધારાસમાજમાં પ્રતિજ્ઞા લીધી છે કે વર કન્યા વચ્ચે પાંચ વરસનુ અંતર રાખીશ. પણ તમારી ખાતર પ્રતિજ્ઞા તોડી અપયશ લેવો પડશે. હાલથી જ હુતો એ સમાજમાંથી રાજીનામુ આપીશ. પણ કાંઈ કે અપકીર્તિ થશે જ, વર્તમાનપત્રવાળા છાપ્યા વગર રહેવાના છે ? આવડા મ્હોટા ઇન્દુશેખરનો ફજેતો કરે છે તો મ્હારો શી ગણતરી ? પણ તમારા સ્નેહ ખાતર હુ અપકીર્તિ સહન કરીશ.

**નલિની**—ત્યારે આમે ને આમે મ્હોટી કન્યા જ લ્યોને ?

**અનિલ**—તે બને એમ નથી. વિદ્યુત્પ્રસાદને ગ્રહનો બહુ વ્હેમ છે, મ્હોટીના ગ્રહ ઇન્દુશેખર સાથે મળે છે, અને ન્હાનીના આપણા કિશોર સાથે મળે છે એટલે તે શી રીતે ફરે ?

**નલિની**—પણ કાંઈ દાન બાન કર્યે વળે એવુ નથી ?

**અનિલ**—દાનથી પણ કાંઈ વળે નહિં જોશીએ વિદ્યુત્પ્રસાદના મનમાં સજડ પેસાડયું છે કે મ્હોટીના જ ગ્રહ ઇન્દુશેખર સાથે

મળે છે; અને વળી વિદ્યુત્પ્રસાદ હાલ ખાવે પણ હેરાન છે, અને ઈન્દુશેખરનો હાથ પહોચતો છે એટલે પુષ્કળ પૈસો વેર્યો છે એની વહુ એના વિરૂદ્ધ છે દીકરી કુવારી રાખી પીપળા સાથે પરણાવવી પણ ઈન્દુશેખર જેવા વૃદ્ધને ન દેવી, એમ હઠ લઈ બેઠી છે; પણ વિદ્યુત્પ્રસાદને સારી પેઠે ઠંડો કર્યો હોય એમ જણાય છે કેમકે એ તો હવે ઉઘાડું કહે છે કે 'મ્હે તો મ્હારી મ્હોટી કન્યા ઈન્દુશેખરને આપીછે " એટલે એમા ફરે કાંઈ નહિ; ધન એ મ્હોટું સાધન છે.

**નલિની**—હશે, ત્યારે ન્હાની પણ કાંઈ ખોટી નથી, દેખીતી તો ખાસ્સી છે; મ્હોટો જેવા જ છે, હુ તો કોઈ વાર એમાં ભૂલી પડું છુ ધારે પણ ઉઠાવગીર છે એટલે કાલ્યને બ્હાણે મ્હોટી થશે હુ તો પ્રભુ પાસે એ જ માગું છુ કે ક્યારે દીકરો પરણે ને ઘરમા ન્હાની વહુ તોઈ ઘુઘરા પહેરી ફરતી જોઉ અને હુ મ્હારે એને બધું સોપી ચાંલ્લે ચોટલે ચાલી જાઉ એટલે બસ (બન્ને જાય છે.)

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પર્જન્યપુર—મન્યુકુમારનું ઘર.

**મન્યુકુમાર**—માસ્તર ! મેં સાંભળ્યું છે કે તમારી નિશાળના છોકરાઓમાં અ. ઇન્દુશેખરનુ લગન થવા બાબત કાંઈ કવિતા વંચાઇ હતી.

**જ્ઞાનેંદ્રરાય**—છોકરાઓ રજામાં પોતપોતામાં રાગડા તાણતા હતા; કાંઇ વર્ગના માસ્તર તરફથી વચાવ્યું નથી.

**મન્યુ**—માસ્તર તરફથી વચાવ્યું હોય તો પણ શું ? શાળામાં ભણતા સર્વ છોકરામાં આવાં કૃત્ય કરનારની ફજેતી થવી જ જોઇએ કે તેથી એ છોકરાઓના મનમાં એ રિવાજ વિષે તિરસ્કાર હાલથીજ ઉત્પન્ન થાય.

**જ્ઞાનેંદ્ર**—પણ ભાઈ એમ કર્યાથી વખતે ફશી પડીએ સરકારી કાયદો બહુ સખત છે; કાંઇ લાઇબલ થઇ બેસે તો માર્યા જઇએ.

**મન્યુ**—એમાં લાઇબલ શેનુ ? એમ તમે ડરકુ શું થાઓ છો?

**જ્ઞાનેંદ્ર**—ભાઇ હમે કાંઇ કાયદો ભણ્યા નથી. આપણા પક્ષમાં કોઈ વકીલ નથી. એના પક્ષમાં મધુમુખ જેવો તરકટી વકીલ છે, તે આપણને વગર કારણે ફસાવે. મ્હને તો બહુ બ્હીક છે, કે પેલો રવિનન્દન જેમ ફાવે છે એમ લખી આપે છે, અને પેલો કાણીયો ગગનવિહારી એના જગત્સમાચારમાં બધું છાપ્યે જાય છે.

**મન્યુ**—આપણા પક્ષમાં વકીલ નથી, પણ હું ફોજદાર છું ને પછી તમે શા માટે ડરો છો ? મ્હારા હુકમ વગર તમને કોણ

પકડવાનું હતું, અને ગામને મ્હોંએ ગળણું બંધાય ? જગત્સમાચાર વાળો શું, અત્યારે તો બધાંએ પત્રમાં એ વિશે લખાણ આવે છે; પરમેશ્વર કરે ને કોઇ પણ રીતે લગન બંધ રહે, અને ગરીબ ખૂબ-સૂરત છોકરી ઉગરે. સગાઈ બગાઈ થઈ ગઇ–તોપણ લગન અટકે એ હેતુથી જ બધા લખે છે.

**જ્ઞાનેંદ્ર**—પણ એના પક્ષ તરફનું એક લખાણ "ગુર્જરગર્જન" માં આવ્યું હતું તે વાંચ્યું ? એની દલીલો પણ વિચારવા જેવી છે ગગનવિહારીને બીજો પક્ષ તપાસવાની ટેવ જ નથી

**મન્યુ**—એ કાણો છે તેથી એક તરફજ જોઈ સકેછે.

**જ્ઞાનેંદ્ર**—તે ભલે, પણ એમાં જોખમ ભારે છે, આપણે એવી ધાંધલ કરવી ઠીક નથી. એ ખોટું કામ કરે તો આપણે તેથી દૂર રહેવુ, પણ એને ફજેત કરી આપણે આપ્ય કુહાડા પગ ઉપર જેવું કરી માથે વિપત્તિ હૉરી લેવી એ શું ઠીક છે ?

( ઇન્દીવરકુમાર પ્રવેશ કરે છે. )

**ઇન્દીવરકુમાર**—હૉરી તો કુંકુમશંકર ગોર તે દહાડે લઈ ગયો હતો; તમે કે હું શુ લેતા હતા ?

**મન્યુ**—તે વળી શું ? બામણો હૉરીને કાઢી ગયો હોય ને વૉરંટ નીકળે તો પહેલો હું પકડું.

**ઇન્દીવર**—તમે નથી સાંભળ્યું ? હા, તમે તો તરગપુર ગય હતા. ત્યાંથી આજ આવ્યા, એટલે નહિં સાભળ્યું હોય; પણ મા સ્તર તમે નથી સાંભળ્યું ?

**જ્ઞાનેંદ્ર**—આપણે તો કશી પૂછપરછ કરતા જ નથી. વખત દ ને કાંઈ મધુમુખ સપડાવે તો વિપત્તિ થાય.

**ઇન્દીવર**—મ્હને પણ ખબર તો ન પડત. અને ત્રણાને ખ

ખર નથી. પણ મ્હારે ત્યાં થોડાક દિવસ ઉપર બિચારી અદ્રિલતાની મા દવા લેવા આવી હતી. અદ્રિલતાને કાંઈ એકદમ તાવ ચઢી આવ્યો હશે. હું મ્હારી મેળેજ જોવા ગયો. છોકરીનું હાર્ટ તપાસતા જણાયુ કે કાંઇ ભય કે ગભરાટનો તાવ હશે. હકીકત પૂછી તો જણાયું કે આગલે દિવસે ગરબે ફરતા એક હોરા અને હોરીએ એનો હાથ પકડ્યો હશે તેથી ગભરાઇ છે. મેં ઓસડ આપ્યું; બે દિવસ પછી સાજી થઇ.

**મન્યુ**—પણ તમે કુંકુમશકર હોરી લઇ ગયો તે કહેતા નથી

**ઇન્દીવર**—કહુ છું; અધીરા ન થાઓ પછી ગગનવિહારીને કહીંથી ખબર પડી કે એ હોરો ને હોરી ખરા નહોતા પણ ઇન્દુશેખર હોરી બન્યો હતો અને કુંકુમગોર હોરો થઇ કન્યા જોવા માટે ગયા હતા; ત્યાં તમારી સૌદામિણીએ "ગોરચમા શીદ આપ્યો અવતાર નાગરી નાતમા રે લોલ" એ ગરબો ગવડાવ્યો તેથી હોરીએ બિચારી અદ્રિલતાનો હાથ પકડી એ ગરબો ગાવાની ના કહી તેથી એ રોઈ પડી, તેને હોરા કુંકુમગોરે વાસે હાથ ફેરવી છાની રાખી.

**મન્યુ**—એ ગરબો ગાવાનુ તો મ્હેજ કહ્યું હતુ, અને તેજ રાતે હું અહીથી નીકળ્યો; પણ આજ આવ્યા પછી આ હકીકત મ્હને તમે જ કહી; ઘરમાં કોઇએ કહી નથી

**ઇન્દીવર**—તમે આવ્યાજ હમણાંને; કહો સાહેબ તરગપુરના શા સમાચાર છે ?

**જ્ઞાનેન્દ્ર**—હુતો હવે રજા લઉછુ, મ્હને તો વ્હેલા જમવાની ટેવ છે દાક્તર તો બાર એક વાગે જમનાર એટલે તમારી સાથે ગપ્પો મારશે.

મન્યુ—બેસો. જરા; આપણે હમણાં ઉઠીએ છીએ. મ્હારે આજ એક ખૂનનો મુકદ્દમો ચલાવવાનો છે, એટલે હું પણ વ્હેલો જમવાનો છું. (ઇન્દીવરકુમારને) તરગપુરમાં પણ આની આ ચર્ચા ચાલી રહી છે. ત્યાં અદ્રિલતાનાં મોસાળીયાં છે તેમાં એની માશી શિવાય બીજાં સર્વ એના વિરૂદ્ધ છે. ત્યાંની સંસારસુધારાસમાજમાં અનિલચંદ્ર વિશે હાલ તકરાર ચાલે છે કેટલાક કહેછે એ રાજીનામુ આપી નીકળી જાય છે તો ભલે; બીજા કહે છે એની પણ ફજેતી કરવી

જ્ઞાનેંદ્ર—એ બિચારો બૈરી આગળ લાચાર છે. એની તો ફજેતી ઘટતી નથી ભલે બિચારો રાજીનામુ આપે તો કંઇ બોલવુ નહિ. આપણે એ તરફ મત આપવાનો અહિના સર્વેએ આજ કાગળ લખીએ.

મન્યુ—ઠીક, પણ દાક્તાર તમે કાંઈ વિધત્પ્રસાદને સમઝાવી સકો એમ નથી ?

ઇન્દીવર—હવે એ કોઇનુ માને નહિ. એને અને ઇન્દુશેખરને બન્નેને ઘેલુ લાગ્યું છે હું માજિસ્ટ્રેટ હોઉ તો બન્નેને ગાંડા ઠરાવી ગાંડાની ઇસ્પતાળમા જ પૂરી દઉ એટલે નિરાશાથી બમણા ઘેલા બને; અને ઇન્દુશેખર તો ત્યાથી મૂળેજ બહાર નીકળવા ના પામે

મન્યુ—ઈન્દુશેખરની ખરી ઉમર કેટલી હશે ? એતો પચાસ કહે છે. તમે એને ત્યાં ઓસડ વેસડ માટે જાઓ છો તે તમને ખરી ખબર હશે.

ઇન્દીવર—હમણા આ ચર્ચા ઉત્પન્ન થયા પછી તો એ મ્હારે ત્યાંથી દવા નથી લેતો; પણ એને અલબત સાઠેક થયા હશે,

(જરા વિચાર કરી)

આજથી ત્રણ વર્ષ ઉપર હુ અને એ બન્ને એક કેસમા સાક્ષી

હતા તે વખતે એણે જુબાનીમાં સત્તાવન લખાવ્યાં હતાં.

મન્યુ—અરે મ્હને યાદ આવ્યું. એને સાઠય પૂરાંજ થયાં અને વળી ઉપર આઠેક મહિના થયા. એની સ્ત્રી ગુજર્યે પાંચેક મહિના થયા તે પહેલાં ગયા જાન્યુઆરી માસમા એની અરજી માજિસ્ટ્રેટને ત્યાં આવો હતો કે મ્હને સાઠય થઈ ગયા, માટે હવે મ્હારૂં નામ જ્યુરીમાંથી કાઢી નાંખવું જોઇએ.

જ્ઞાનેંદ્ર—એવા બુઢ્ઢાઓને માટે તો સરકાર સખત કાયદો કરે તોજ એ દુષ્ટો આવાં કૃત્ય કરતા અટકે અને બિચારી નિર્દોષ બાળકીઓનું રક્ષણ થાય બાપજ સમઝતો ન હોય તેવા દાખલામા સરકારેજ નિર્દોષનાં માબાપ થવું ઘટે છે. 'દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય' એ કહેવતથીજ કન્યાઓની નિરાધાર દશા જણાય છે. લોકો ગાયને અને દીકરીને સરખી ગણે છે, પણ ગોરક્ષા પાછળ તન, મન, ધન ખરચી ધોંધાટ કરી મૂકે છે, અને દીકરીઓના રક્ષણને બદલે આંધળા થઈ તેનો ભોગ આપે છે. કાયદો થશે તોજ કન્યાઓનું રક્ષણ થશે.

મન્યુ—માસ્તર! તમે આ વિષય ઉપર આવતે શનિવારે એક ભાષણ આપશો ?

જ્ઞાનેંદ્ર—ના સાહેબ, ભાષણ આપવુ કે લખવું છપાવવુ એ આપણું કામ નહિ. વખતે કોઇ કાયદાના બંધનમા આવીએ તો પસ્તાવાનું થાય, નિમાજ પડતાં મસીદ કોટે વળગે. આપણે ખાનગીમા વાત કરીએ, જાહેરમાં બહાર અવાય નહિ.

ઇન્દીવર—હુ ભાષણ કરીશ. મેં એક ભાષણ લખી તૈયાર કર્યુંછે

મન્યુ—હા ઠીક; તમે દાક્તર છો, એટલે વધારે સારી રીતે કહી સકશો

**જ્ઞાનેંદ્ર**—પણ ભાઇ ! ઇન્દુશેખર કે કોઇનું નામ બામ દેવું નહિં હો, તેમ હોય તો આપણે હાજર થવું કે નહિ, તે પણ વિચારવું પડશે.

**મન્યુ**—નહિં, નહિં, નામ કાંઇ દેવાય કે ? એતો બધું સામાન્ય રીતે કહેવાશે.

**જ્ઞાનેદ્ર**—કાંઇ ઇન્દુશેખર વિશે કવિતા કે કાંઇ પણ વંચવું વંચાવવું નહિં; વખતે મધુમુખ વકીલ કાયદામા સપડાવે એવું હોય તો પહેલેથી ચોખ્ખું કહેજો કે આપણે ફશીએ નહિં. હુ તો તમારા હિત માટે પણ કહુ છું કે એ લુચ્ચાથી ચેતજો; અને લાંઇબલની કલમ વિશે ખૂબ બારીકીથી, તપાસ કરીને જે કરવુ હોય તે કરજો. મ્હેંતો હમણાંજ એ કલમ વાચી ત્યારથી આપણે તો આપણા આ મંડળ શિવાય કોઇ સાથે એ વાતજ કરતા નથી

**મન્યુ**—ધન્ય છે તમારી હિંમતને માસ્તર ! પણ તમે ભાષણમાં આવજો; કાંઇ કવિતા કે કોઇનું નામ ઠામ કાંઇજ કહેવા બોલવાનું નથી. સંસારસુધારા વિશે સામાન્ય ભાષણ હશે. (ઇન્દીવરને) ત્યારે હું "વિદ્યાપ્રકાશક" સભાના મંત્રીને બધી વ્યવસ્થા કરવાનું કહું છુ, અને ખરધરદાસ નગરશેઠને પ્રમુખસ્થાન લેવાનું કહીશુ.

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પર્જન્યપુર—રવિનન્દનનું ઘર.

**રવિનન્દન**—પધારો માસ્તર સાહેબ; આપ કયાંથી અત્યારે ?

**જ્ઞાનેન્દ્રરાય**—આજ રવિવાર છે કરીને જરા બધે મુલાકાતે નીકળ્યો છુ

રવિ—હુંએ જવાનોજ હતો પણ આટલું જરા કાલના "જગતસમાચાર" માટે લખી આપવાનું છે, તે પૂરૂં કરીને જાઉં એમ ધાર્યું હતું. પણ—

જ્ઞાનેન્દ્ર—ભાઈ સાહેબ, હું એટલા માટેજ આવ્યો છું.

રવિ—ત્યારે તમે જરા બેસો તો એકજ પાનું બાકી છે તે પૂરૂં કરી લઉં.

જ્ઞાનેન્દ્ર—હુ એ પૂરૂ કરાવવા તથી આવ્યો; અધૂરૂં મૂકાવવા આવ્યો છું.

રવિ—કેમ વારૂ! એમ કેમ? તમને પણ કાંઈ ઇન્દુશેખર તરફથી પચાસ હજારમાંથી ભાગ મળ્યો હશે, કેમ વારૂં?

જ્ઞાનેન્દ્ર—મ્હારે એવા હરામના પૈસા જોઇતા નથી. હુ કાંઇ તેના પક્ષનો નથી પણ મ્હનેતો તમારી સલામતીનો ભયછે.મધુમુખ વકીલ બહુ લુચ્ચો છે અને તમને અને ગગનવિહારીને કાયદાના પેચમાં સપડાવશે તો તમારે ધરમ કરતાં કરમ નડયા જેવું થશે

રવિ—આપ જરા પોચાછો, કેમ વારૂ? આપણી કલમ ચલાવીને પણ લોકકલ્યાણ ન કરીએ અને સુધારાના કામને મદદ ન કરીએ તો આપણી વિદ્યાનું ફળ શું? કાંઇ નહિં; કેમ વારૂ?

જ્ઞાનેન્દ્ર—પણ ભાઈ, નિબંધ લખો ગમે તે કરો પણ આમ અમુક મનુષ્યના અમુક કૃત્ય વિશે ચર્ચા કરો તો લાઇબલ થવાનો ભયછે

રવિ—લાઇબલ એમ થાય નહિં. ઇન્દુશેખરના પ્હેલાં પેલા ધૂમ્રમુખશંકરે એક ઉપર બીજી બૈરી કરી તે વખતે મ્હેં વર્તમાનપત્રમા મ્હારી સહીથી અનેકવાર લખ્યું હતું પણ કાંઇ લાયબલ થયું નહિં તેમ કરતાં હમારી પાછળ ફોજદાર સાહેબ છે ને હમને બચાવી લેશે; નહિં વારૂ?

**જ્ઞાનેન્દ્ર**—એમની હિંમતને ધન્ય છે; પણ સાહેબ એમની ચતુરાઇને પણ ધન્ય છે; બીજાને આગળ કરી પોતે પાછળ રહેછે.

**રવિ**—એમ નથી; તરગપુરની સંસારસુધારાસમાજમાં ઉઘાડો ઠરાવ એમણે સભા સમક્ષ મુક્યો કે ઇન્દુશેખરનું કૃત્ય ઘણું નિંદાસ્પદ, લજ્જાસ્પદ, હાસ્યાસ્પદ, અને તિરસ્કારાસ્પદ છે.

**જ્ઞાનેંદ્ર**—ભલે તે ગમે તેમ હોય પણ આપણે તો ઉઘાડા પડવામાં ભારે જોખમ સમઝીએ છીએ (મન્યુકુમાર પ્રવેશ કરેછે)

**મન્યુકુમાર**—કેમ માસ્તર! તમે પણ અહીંજ છો કે?

**જ્ઞાનેન્દ્ર**—હા સાહેબ આ ભાઇસાહેબને મળવા આવ્યો હતો

**રવિ**—માસ્તર સાહેબની પ્રકૃતિ જરા ભયશીલ છે, તેથી મ્હને ઇન્દુશેખર બાબત સાવધ રહેવાનું કહેતા હતા

**મન્યુ**—માસ્તર સાહેબ બહુ લાબા વિચાર કરેછે.

**જ્ઞાનેન્દ્ર**—સાહેબ હું તો કાયદો જાણતો નથી, મ્હારા છોકરાના કહેવાથી મ્હને તેનુ ખરૂં લાગેછે; અને તેના કહેવાથી મ્હેં લાઇબલની કલમ વાંચી.

**મન્યુ**—તમારો છોકરો એલ, એલ, બી, છે?

**જ્ઞાનેન્દ્ર**—નારે, બિચારો એલ, એલ, બી, હજી ક્યાથી હોય? "મેટ્રીકયુલેશન"મા પણ ચાર વખત ગયો, પણ પાસ થયો નથી; તે પછી બિચારાએ બે વરસ કાયદાનો અભ્યાસ કર્યો અને "ડીસ્ટ્રીકટ પ્લીડર"ની પરીક્ષામાં ગયો હતો.

**મન્યુ**—પણ હજી પાસ થયો નથી એટલે એના અભિપ્રાય ઉપરથી મ્હીવુ શા માટે?

**જ્ઞાનેન્દ્ર**—સાહેબ, પાસ થયો નથી પણ પાંચ વરસ સુધી વકાલત કરી હોય તેવો એને અનુભવ થઇ ગયો છે. બે વરસનો

અભ્યાસ અને ચાર પાંચવાર પરીક્ષામાં જઇ આવ્યો તેથી એનું એ ચારપાંચવાર વંચાઇ કેટલું પાકું થાય ?

**રાવ**—સાહેબ, આ વિષય લખાઈ તૈયાર થયોછે તે આપણા કાણીયા બાબુના પત્રમા મોકલી દઉછું; કેમ વારૂ ?

**મન્યુ**—ઠીક, પણ તમે આવતા શનિવારના ભાષણ વખતે આવજો અને દાક્તરના ભાષણને ટેકો આપી કાંઈ બોલજો.

**રવિ**—ભલે; મ્હેં સાભળ્યું ઇન્દુશેખરને પચાસ હજારતો થઇ ગયા અને હજી લગન સુધીમાં તો વધારે થશે; કેમ વારૂ ?

**મન્યુ**—પાંચ લાખમા કયાં ખાડો પડવાનો છે ? અને પડશે તો પાછળ ખાનાર પણ કોણ છે ?

**રવિ**—ખાનાર નથી તે થવા માટે આટલું ધન ઉછળે છે અને ફજેતો થાય છે; કેમ વારૂ ?

**મન્યુ**—અનિલચંદ્ર વિશે કાંઈ તમારા લખાણમાં ઈશારો કર્યો છે કે નહિં ?

**જ્ઞાનેંદ્ર**—અરે સાહેબ, જવાદો બધાને સામટા લઇને શુ કામ છે ? એ બિચારો બૈરી આગળ કેવળ લાચાર છે. એના જેવી બૈરી મળી હોય અને પછી સુધારાના ઝુડા લ્યો ત્યારે તમને બધાને બહાદુર કહુ ?

**રવિ**—માસ્તર સાહેબ બિચારા જાત અનુભવથી કહેછે; નહિ વારૂ?

**જ્ઞાનેંદ્ર**—અરે સાહેબ એ વાત કરવાનીજ નથી. મ્હારો છોકરો ભણ્યો નહિં તે એજ કારણ. આપણે ઠપકો આપીએ કે માએ ઉપરાણું લીધુજ છે ને; અને તેના દેખતાજ આપણી ધુળ કાઢી નાંખે; આપણે નીચી મુડી ઘાલી ચાલ્યા જવુ છોકરો તેથી અણકહ્યાગરો થઇ ગયો, અને આપણે હમેશ બ્હીતા ધ્રૂજતાજ રહ્યા; મ્હારી

પ્રકૃતિ મૂળથીજ શાન્ત એટલે કોઈના સામા થવુજ નહિં. બિચારો અનિલચંદ્ર મ્હારીજ દશા અનુભવે છે.

રવિ—હોય, માસ્તર, જગત્‌માં બધાં સરખી પ્રકૃતિનાં હોતાં નથી; કેમ વારૂ ?

મન્યુ—મ્હેં સાભળ્યું છે, લગનનો દિવસ પણ મુકરર થઈ ગયોછે.

રવિ—બધું થશે, લગન મરણ બધુ હવે તેમાંથીજ થવાનું છેને; કેમ વારૂ ?

મન્યુ—ભાઇ તમે હસોછો, મ્હારૂં તો કાળજું બળી જાય છે. બિચારી નિર્દોષ અને ખૂબસૂરત બાળકીયોને કેવી નિર્દય રીતે ફેંકી દેવામાં આવે છે ? માત્ર ધન, ધન, અને ધન એજ વિદ્યુત્પ્રસાદ દેખી રહ્યો છે. એની બૈરી કેટલી બધી વિરૂદ્ધ છે ! હું તો એટલે સુધી હિંમત કરવા તૈયાર છું કે બન્ને છોકરીઓને લગનની આગલી રાત્રે એકદમ ઉપાડી જવી અને સતાડી દેવી.

જ્ઞાનેંદ્ર—અરે ફોજદાર સાહેબ, એવું અણવિચાર્યું કરશો નહિં, હો ! ઇશ્વરેચ્છા પ્રમાણે થશે. છોકરીઓના નશીબમાં વૈધવ્ય હશે અને દુઃખ હશે તો ગમે ત્યાં લગન થશે તોપણ તેજ થવાનું. જે ભાગ્યમાં હશે અને જે પ્રાલબ્ધમાં હશે તે પ્રમાણે થશે.

મન્યુ—અરે તમારા ભાગ્યે અને પ્રાલબ્ધે તો આપણા દેશની આટઆટલી દુર્દશા કરી નાંખીછે. અને હજી આપણી આંખ્ય ઉઘડતી નથી.

રવિ—હજી આપણે વધારે અધમ દશાએ જવાને પાત્ર છીએ; અતિ દુઃખી અને અધમાધમ થઈશું ત્યારે ઉન્નત દશાને ખરી ઉન્નત દશા તરીકે ઓળખીશું. આત્મપ્રયત્ન અને ઇશ્વરપ્રસાદ એ બન્ને વાત સાથે હોવી જોઇએ; કેમ વારૂ ?

**જ્ઞાનેંદ્ર**—તે ખરૂં પણ ધાર્યું ક્યાં થાય છે ?

**સૂર્ય**—ધાર્યું થાઓ કે ન થાઓ, પણ મ્હારો તો નિશ્ચયછે કે આ કાર્યને ભાગી પાડવાને છેવટ સુધી પ્રયત્ન કરવો અને બિચારી નિરપરાધી બાળકીયોને બચાવવાના જેટલા ઉપાય હોય તે સર્વ યોજવા હુ હવે રજા લઊંછું, મ્હારે હજી આ સંબંધી ઘણું કરવાનુ છે. (સૂર્ય જાય છે).

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્જન્યપુર—ગગનવિહારીનુ ઘર.

**ગગનવિહારી**—રવિનન્દનભાઈ ! તમારો વિષય ઘણોજ ઉત્તમ છે, અને ઇન્દુશેખર કરતા પણ પેલો મધુમુખ વકીલ સમઝે તો એના ઉપર સખત ટીકા તમે કરી છે. આ વખતનું મ્હારૂં પત્ર ભરાઈ ગયું છે માટે આવતા સોમવારમાં આવશે

**રવિનન્દન**—કાલ્યનામાં નહિં આવે ?

**ગગન**—એક બે કલાક આગળથી આપ આવ્યા હોત તો કાલે જ આ વિષય આવત; બે ત્રણ વેપારીયોની મ્હોટી લાંબી જાહેર ખબરો આવીછે, તે હમણાજ કંપોઝ થઇ ચૂકી, તેમને ના કહેવાય એમ નહોતું કેમકે, ભાઇ જુવોને—હમારો નિર્વાહ જાહેરખબરથી થાયછે, ગ્રાહકોનો ગણ્યા ગાઠયા હોય અને તે પણ પૂરાપાંસરા લવાજમ મોકલે તો તેમનો ઉપકાર; તેમાં વળી સુધારાના વિષયો આવે છે ત્યારથી તો એક પછી એક ગ્રાહક ઓછા થવા લાગ્યાછે. હાલ વળી આ ઇન્દુશેખરની ચર્ચાથી લોકને જરા રસ પડવા લાગ્યો

છે તે કેટલાક છુટક નંકસો રાખેછે, પણ જાહેરખબર ઉપર હમારો હમેશનો આધાર, એટલે આપને જરા—

રવિ—કાંઇ નહિં, તેમા હરકત શી છે? પણ આવતે સોમવારે જરૂર પ્રસિદ્ધ થવુજ જોઇએ; વળી બીજી કોઈ મ્હોટી જાહેરખબર આવે અને આ વિષય પાછો રહી જાય એમ ના બને એ ધ્યાનમા રાખજો, શુ કહુછું?

ગગન—નારે, સાહેબ! એમ કેમ બને? આજથી વિષય આવ્યો છે અને આવતે સોમવારે પ્રસિદ્ધ ના થાય એમ હોય? પણ પેલા માસ્તર સાહેબ આપણા પક્ષમા રહી સામાવાળાને બધી બાતમી નહિં આપતા હોય? એમનુ બોલવુ હમેશ એવુ થાય છે કે સંશય આવી જાય છે.

રવિ—નારે, એતો સ્વભાવે જરા ડરકુછે તેથી હમેશ ડરી ડરીને ચાલેછે; એની બૈરીની ધાકથી એને ધ્રુજતા રહેવાનોજ અભ્યાસ પડી ગયો છે, પણ તમે બિલકુલ એના ઉપર વ્હેમાશો નહિં, અને ડરશો પણ નહિં.

ગગન—હુ કદી પણ ડરૂં? ભલભલા અમલદારો વિષે ગમે તેવું છાપી નાખ્યું છે અને ઈન્દુશેખર શી ગણતરીમાં? અને આપણે તો ફોજદાર સાહેબની છાયામાં છીયે, એટલે પેલા વાંદરાની પેઠે કાળજુ ઝાડ ઉપર મૂકીને બધે ફરીએ છીએ

રવિ—ફોજદાર સાહેબતો કન્યાઓને લગનને પહેલે દિવસે ઉઠાવી જવાનો વિચાર કરે છે.

ગગન—એ પણ ઉપાય છે; પણ સાહસ ભારે થાય.

રવિ—જોઇએ, આપણા આ સર્વ ઉપાય મિથ્યા થશે તો કાંઈ

પણ સાહસ કરવું પડશેજ; નહિં તો બિચારી નિરપરાધી બાળકીઓનું શુ થશે, પ્રભુ જાણે! ( મન્યુકુમાર પ્રવેશ કરેછે. )

પધારો સાહેબ '

**મન્યુકુમાર**—કેમ, તમે આવતા શનિવારના ભાષણમાટે નોટીસો કાઢી કે નહિં? ખરધરદાસ નગરશેઠે પ્રમુખ થવાની હા કહી છે. માટે હવે છાપીજ નાંખો અને વ્હેંચી દ્યો, નહિંતો વળી એ શેઠીયાછે તે કદાચ કોઈ મન ફેરવે તો ના કહી બેસે. મધુમુખ જેટલું ચાલશે એટલું કરશે. મ્હેં સાંભળ્યુ છે મ્હને મળવા આવનાર છે.

**ગગન**—ભલે આવશે તો બધુ એને મ્હોએથીજ જણાશે.

**મન્યુ**—રવિનન્દન! તમે અહીંજ છો એટલે અહીજ તમને કહેવાનુ છે તે કહુંછુ મ્હારો વિચાર છે કે તમે આ વિષય ઉપર એક નાટક લખો અને તે "સ્વદેશવત્સલ" નાટક કંપની પાસે આપણે ભજવાવીશુ.

**ગગન**—એ નાટકવાળો તો વિરૂદ્ધ પક્ષમાં હશે. એનાં કેટલાંક નાટકો સુધારા વિરૂદ્ધના થાયછે

**મન્યુ**—પણ આ બાબત આપણા પક્ષમાં છે; લગ્ન સંબંધી સુધારા વિરૂદ્ધ એ નથી; બીજા કેટલાક સુધારા જેમકે સ્ત્રીસ્વાતંત્ર્ય, ઈંગ્રેજોનું અનુકરણ, જાતિભેદ વગેરે બાબત એ વિરૂદ્ધ છે પણ આ બાબત નથી

**રવિ**—એની બ્હેન બાળપણમા વિધવા થઇ છે અને તે એના બાપે દુરાગ્રહથી એક બુઢ્ઢાને પરણાવી તેથીજ વિધવા થઇ; અને ત્યારથી એ લગ્ન સબધી સુધારા કરવા તરફ થયો છે

**ગગન**—ત્યારે વિધવા બ્હેનનુ પુનર્લગ્ન કેમ નથી કર્યુ?

**મન્યુ**—તે વાત અત્યારે કાઢવાની જરૂર નથી. રવિનન્દન તમે

બનતી ત્વરાથી નાટક તૈયાર કરો. મ્હેં નાટકના મેનેજરની કબૂલાત લીધીછે માટે વિલંબ ના લગાડશો આવતા શનિવારના ભાષણ પછી એકાદ મહિનાની અંદર નાટક ભજવાવું જોઇએ

( રજનીભૂષણ પ્રવેશ કરે છે. )

કેમ મેનેજર સાહેબ ! આ રવિનન્દન નાટક તયાર કરી આપશે તે આવતા મહિનાને પહેલે શનિવારે ભજવશો કે નહિ ?

**રજનીભૂષણ**—એટલું જલદી કેમ બને ? એમને હજી નાટક તૈયાર કરતા કેટલોક વખત લાગશે અને તે પછી પંદર દિવસ તો હમને " રીહર્સલ " કરતાં થાય

**રવિ**—નાટક તો મ્હારી પાસે તૈયારજ છે, જરા ફેરફાર કરીને આઠેક દિવસમા આપીશ; કેમ વારૂ ?

**મન્યુ**—ત્યારે તો બહુ સારૂ

**રજની**—પણ તમારા નાટકમાં તો છંદ, અને ગીતિ, ગરબી અને લાવણી, ખ્યાલ, ટપ્પા, ઠુમરી હશે તે હમારે ત્યાં ન ચાલે.

**રવિ**—હાજી, મ્હને કાંઇ તમારા ધીરી ધીરી ચપ, સરરરર, તનનન, ઝનનન, એવા ગીત બનાવતાં નથી આવડતું; કેમ વારૂ ?

**મન્યુ**—ત્યારે અસલનાં એમનાં સંગીતમાં તમને વાંધો શો છે ? તમારાં નાટકનાં ગાયનો કરતાં તો એમનાં ગરબી ઠુમરી ઘણાં મધુર અને સુંદર લાગે છે

**રજની**—પણ સાહેબ, લોક તે પસંદ નથી કરતા. લોકને તો હમારાં ચાલે છે તેજ ગાયન પસંદ છે; અને હમારો આધાર લોક ઉપર; સારાં ઉંચાં સંગીત પસંદ કરનાર વિદ્વાન્ ધનવાન્ છે પણ તેમાંથી કાંઇ હમારે ત્યાં આવતા નથી. ચારચાર પાંચપાંચવાર તેમને ઘેર ધક્કા ખાઇએ ત્યારે વળી કોઈ આવે; પણ સાહેબ કહેવું

ઠીક નહિં, પણ તે આવે તે મિજલસમાં આવે તેમ આવે; હમને પ્રાપ્તિ તેમના તરફથી નહિં, પ્રાપ્તિતો સામાન્ય લોકથીજ હમને થાય છે; અને તેવા વર્ગના લોકને ઉચાં સંગીત પસંદ નથી પડતાં; સનનન, ઝળળળ, જેવુંજ તેમને ગમે છે

**ગગન**—તમે નાટકવાળાઓએ લોકની રૂચિ અને નીતિ બહુ બગાડી છે; એ પણ સુધારાની યાદીમાં લખાવવું જોઇએ

**અન્યુ**—હાલ એ વાત કરવાની જરૂર નથી હાલતો આ નાટક તમે ક્યારે ભજવશો એટલીજ વાત છે

**રજની**—હું એ નાટક જોઉ અને એમા ગાયન ફેરવવાં પડશે તે તૈયાર થાય એટલે "રીહર્સલ" શરૂ કરીને પંદર દિવસમાં તૈયાર

**રવિ**—હુ મ્હારા ગાયન ફેરવવા નહિં દઉ, કેમ વારૂ ?

**રજની**—ત્યારે નાટકનું ખર્ચ મ્હારે શી રીતે વાળવું ?

**અન્યુ**—રવિનન્દન ! હાલ તમે ગાયન એમની ઢબનાં થવા દ્યો. અને પછી વળી થઇ રહેશે. હાલનો પ્રસગ જૂદો છે, હાલ એવી ઝીણી બાબત આગ્રહ કરવો ઠીક નથી

**રવિ**—( જરા વિચાર કરી ) આપની ખાતર હાલ હુ એમ થવા દઇશ. પણ મ્હારૂં મન બહુ કચવાય છે

**અન્યુ**—ઠીક ત્યારે તમે આઠેક દિવસમાં એ નાટક તૈયાર કરી રજનીભૂષણને આપજો. અને ( રજનીભૂષણને ) તમે આવતા મહિનાને પહેલેં શનિવારે નાટક ભજવી બતાવો (સર્વે જાય છે )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પર્જન્યપુર—અન્યુકુમારનુ ઘર.

અન્યુકુમાર—તમે આટલો કેળવણી લેઇને આવાં કામમાં શામિલ થાઓ એ બહુ ખેદકારક છે

અહુસુખ—સાહેબ, હુ એ વાત કરવા આપને ત્યાં આવ્યો નથી. હુતો આવતી કાલે પેલા વિશ્વાસઘાતનો કેસ છે તે બાબત વાત કરવા આવ્યો છું. કેદીને જામીન ઉપર છોડવા માટે હું અરજ કરવાનો છુ તેમા તમારે કાઇ વાંધો છે ?

અન્યુ—તે મ્હારાથી કેમ કહેવાય ? ફરીયાદી વાંધો ન લે તો હમારે શુ ? હમારો કેસ નથી. ફરીયાદી ઉપરથી હમે તજવીજ કરીછે.

અહુ—ઠીક ત્યારે ફરીયાદીને પૂછવુ રહ્યુ.

અન્યુ—હાજી, ફરીયાદી ઇન્દુશેખરનો ભાણેજ છે, એટલે આપની અરજની વચમા નહિજ આવે.

અહુ—ફોજદાર સાહેબ ! તમારે ગમે તેમ કરી એ વાત કઢાવવી છે, તો હું આપ પૂછો તેનો ઉત્તર દેવા તૈયાર છું.

અન્યુ—પૂછવાનું શુ છે ? બધી વાત જાણીતી છે, પ્રસિદ્ધ છે, એટલે પૂછવાનુ નથી. માત્ર નવાઈ લાગે છે કે તમે આવા કામમાં શામિલ થયા.

અહુ—નવાઈ શા માટે ? લગ્ન કરવુ મનુષ્યનુ કર્તવ્ય છે; ઇન્દુશેખરને સંતાન નથી તો લગ્ન કરેજ.

અન્યુ—પણ આટલી વૃદ્ધાવસ્થામાં ?

અહુ—તમે જેને વૃદ્ધાવસ્થા કહોછો તેને ઈંગ્લાડમાં યુવાવસ્થા કહેછે.

મન્યુ—ઈંગ્લાંડમાં સાઠય વર્ષને યુવાવસ્થા કહેવાય છે એ આજ જાણ્યું.

મધુ—ઈન્દુશેખરરાયને સાઠય થયાં નથી; પચાસ થયાં છે એ વાત એમના જન્માક્ષર ઉપરથી સિદ્ધ થાયછે. અને પચાસ વર્ષે આ-પણા દેશમાં ઘણા બીજીવારનાં લગ્ન કરે છે, અને ઈંગ્લાંડમાં એ વયે પહેલીવારનું લગ્ન કરનાર પણ ઘણા હોય છે.

મન્યુ—પણ તે દશબાર વરસની કુમળી કન્યા સાથે નહિં. વીસ ત્રીસ વર્ષની સ્ત્રીયો સાથે

મધુ—એવડી કન્યા આપણામાં મળે ખરી ? એવડી ઉમરનીતો વેશ્યા હોય કે વિધવા હોય

મન્યુ—વિધવા સાથે લગ્ન કરે

મધુ—અને નાત્યબહાર રહી સંતાન થાય તેને ક્યાં પરણાવવાં ?

મન્યુ—સંતાન થાય તો એ વિચાર કરવાનો છે.

મધુ—એ તકરાર કરવાથી ફળ નથી. આપે જ્યારે વાત કાઢી ત્યારે હું કહુંછું કે આ કામની વિરૂદ્ધ આપે આટલા ઉઘાડા પડી ઝુંડો લીધો છે એ આપને શોભતું નથી

મન્યુ—હું તો મ્હારે કર્ત્તવ્ય સમઝી જે કરૂંછું તે કરૂંછું.

મધુ—પણ લોક તેવો અર્થ કરતા નથી. લોક કહેછે તમારા દીકરા માટે અને ભત્રીજા માટે વિદ્યુત્પ્રસાદની બે કન્યાઓ લેવી છે તેથી આ વાત ભાગી પડાવવાનું તમે કરોછો.

મન્યુ—લોક ગમે તેમ કહે, લોકની મ્હેં બીક રાખી નથી અને રાખનાનો નથી. લોક એટલે તમે અને તમારા પક્ષના બીજા

મધુ—હમે કે કોણ તે કાંઈ નામ દેવાય ? અને કેટલું કહેછે તે બધુંએ કહેવાય નહિં. કેટલાક એટલે સુધી કહેછે કે તમારી સૌદા-

મિની ઇન્દુશેખરરાયને દેવી છે, માટે તમે આ વાત ભાગી પડાવવાનું કરો છો; અને વળી એમ પણ કહે છે કે ઇન્દુશેખરની મીલ્કત તમારે પીનાઇને સગપણે ખાવી છે માટે વિરૂદ્ધ પડ્યા છો.

મન્યુ—વિદ્યુત્પ્રસાદનું મન ફરી ન જાય માટે એ વાત તમારા જેવા કોઇએ બનાવી કાઢી છે, એ હું જાણું છું. પણ જે એ વાત મ્હને કહે છે તેનો ઉત્તર હું બધાને દઉછું તેજ તમને કેહુછું કે સૌદામિનીને એ ઇન્દુશેખર જેવા ઘરડા ખચ્ચરને દઉ તેના કરતાં હાલ તુરત મારી નાખુ તો હું ઓછો નિર્દય ગણાઉ.

મધુ—ફોજદાર સાહેબ ! જરા જીભ કબજે રાખીને બોલો. ઇન્દુશેખરરાયને આમ ગાળ દેવી અને તેને મારી નાંખવા તમારે તૈયાર થવુ એ બહુ નીચ કામ છે.

મન્યુ—ઇન્દુશેખરને મારી નાખવાનુ હું કહેતો નથી. હુ તો મ્હારી દીકરીને મારી નાખવાનુ કહુંછું. ઇન્દુશેખર જેવા મૂર્ખ, નીચ, અને ક્રૂર માણસને મારી નાંખવા માટે પણ અડકવુ એ પાપ છે.

મધુ—આવાં વચન કાઢ્યામાં ફળ શું છે ?

મન્યુ—ફળ એ કે તમે જઇને એને ચાડી ખાશો.

મધુ—તમારે લઢવાનીજ ઇચ્છા જણાય છે. હું મીઠાશથી વાત કરૂ છું ત્યારે તમે નામ પ્રમાણે ક્રોધ કરી કડવાશ કરો છો.

મન્યુ—તમારા નામ પ્રમાણે તમારી જીભમાં મીઠાશ છે તેવી હૃદયમાં હોત તો અત્યારે આપણે વાત કરીએ છીએ તેવી રીતે વાત કરવાનો પ્રસંગજ ન આવત.

મધુ—તમે સારૂં હૃદય રાખી પરોપકાર કરવા તૈયાર થયા છો તેથી મ્હને બહુ સંતોષ થાય છે. પણ તમારા પ્રયત્ન સફળ થશે કે નહિં તે પ્રભુ જાણે. પરંતુ જે કરો તે સંભાળીને કરજો. કાય-

દાની ચોપડીયો પાસે રાખીને પગલાં ભરજો. સામો વકીલ છે તે વાત પણ યાદ રાખજો; અને નીમાજ પડતાં મશીદ કોટે ન વળગે તેમ કરજો.

મન્યુ—પરોપકાર કરતા હમારે દુઝખમા જવુ પડે તો પણ ભય નથી. તમે હમારા સામા છો તે પણ હમે જાણીએ છીએ, માટે તમને જે યોગ્ય લાગે તે તમે કરજો એ નિર્દોષ બાળકીયોને બચાવવા માટે જેટલુ બનશે એટલું હમે કરીશુ. ( બન્ને જાય છે. )

પાસે ક્યાં હતી ? આ, જાગીર બધી એના મોસાળની દબાવી બેઠો છે, અને પૈસો બધો હરામનો છે.

રવિ—પૈસો જેવી રીતે આવ્યો હશે તેજ રીતે જાય છે.

ગગન—મ્હેં સાંભળ્યું, ગોરને, મધુમુખ, જોશી અને વિદ્યુત્પ્રસાદ બધાને વ્હેંચતાં પચાસ હજાર તો થઇ ચૂક્યા.

રવિ—ભાઇ, તે તો કોણ ગણવા ગયું છે ? પણ જે હશે તે જણાશે; અને હજી તો લગન વખતે કેટલું ઉડશે અને પછી નવાં બાઇ સાહેબ આવશે ત્યારે તો ઉડાઉડ થશે તે બધુ આપણે જીવતા હોઇશું તો જોઇશું અને તમે જીવતા હશો તો બતાવીશુ

• ગગન—હજી આપણે બન્ને ઇન્દુશેખરથી ન્હાના છીએ, અને જીવતા હોઇશુ એમ કેમ કહો છો.

રવિ—આજ માસ્તર આવવાના હતા તે હજી સુધી કેમ ના આવ્યા. એ ઇન્દુશેખરના પડોશમાં રહે છે તેથી ખબર બહુ લાવી આપે છે. નહિં વારૂ ?

ગગન—પણ બિચારા ડરતા ડરતા કહે છે.

રવિ—સ્વભાવે બ્હીકણ છે. મારૂં નાટક ચારેક વખત ભજવાયુ પણ માસ્તર સાહેબ એકે વખત આવ્યા નહોતા

ગગન—એમનો છોકરો દરેક નાટકમાં જાય છે; અને દરેક નાટકનાં ગીત એને મ્હોંએ છે. ભણવા ગણવાનુ નામ ન મળે અને નાટકનો છંદ ભારે છે

રવિ—માસ્તર સાહેબ એને કાંઇ કહી સકતા નથી; એની મા પૈસા આપે છે, અને નાટકમા જાય છે. ( રજનીભૂષણ પ્રવેશ કરે છે)

પુછોને આ મેનેજર સાહેબને, એ સારી પેઠે એને ઓળખે છે; આપણા માસ્તરનો છોકરો

દાની ચોપડીયો પાસે રાખીને પગલાં ભરજો. સામો વકીલ છે તે વાત પણ યાદ રાખજો; અને નીમાજ પડતાં મશીદ કોટે ન વળગે તેમ કરજો.

**મન્યુ**—પરોપકાર કરતા હમારે તુરગમા જવુ પડે તો પણ ભય નથી. તમે હમારા સામા છો તે પણ હમે જાણીએ છીએ, માટે તમને જે યોગ્ય લાગે તે તમે કરજો. એ નિર્દોષ બાળકીયોને બચાવવા માટે, જેટલુ બનશે એટલુ હમે કરીશું. ( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પર્જન્યપુર—ગગનવિહારીનું ઘર.

**ગગનવિહારી**—ભાઇ રવિનન્દન ! ઇન્દુશેખરનાં ઘર ધોળાય છે, રંગાય છે, તે સાંભળ્યું કે? એ મહિના લગનને છે ત્યારથી તૈયારીયો ચાલી છે, તો ઘણી ધામધૂમથી લગન થશે એમ લાગે છે.

**રવિનન્દન**—એ સંપૂર્ણ ઘેલો થયો છે, અને પેલા લુચ્ચાઓ એની ઘેલાઇને ઉત્તેજન આપે છે; કેમ વારૂ ?

**ગગન**—પણ બીજીવારનું લગન અને તે પણ આટલી વયે તેમાં આટલી ધામધુમ શી ?

**રવિ**—પ્રથમ લગ્ન થયું ત્યારે ઇન્દુશેખર પંદરેક વર્ષનો હતો એટલે એને કાઇ સ્મરણ નહિં હોય, અને કાંઇ સંતાન થયાં નહિં એટલે હવે પોતાના આ પ્રસગ વખતે લગન મહાલવાનો લાહાવો લેવો ધાર્યો હશે, કેમ વારૂ ?

**ગગન**—અને પ્રથમ લગન વખતે આટલી સપત્તિ પણ એની

**રવિ**—ખરૂં છે માસ્તર, આપણા પક્ષની જે જે મંડળીઓ છે તેનું નામં સુધારાવર્ધક સમાજ છે, કુધારાભંજક નથી.

**ગગન**—કુધારો રોકવો એ સુધારાનું જ કામ છે એ વિશે વાદવિવાદ થઇ ચૂક્યા છે અને નિશ્ચિત થઈ ચૂક્યું છે.

**રજની**—પણ માસ્તર સાહેબ, તમે એ દુષ્ટોથી ડરો એમ શા માટે કહો છો ?

**જ્ઞાનેંદ્ર**—જૂઓ સાહેબ ! મ્હેં આજ સુધી મન્યુકુમારને અને આ રવિનન્દનને કહ્યું છે કે એ મધુમુખ વકીલ બહુ તરકટી છે અને આપણા પક્ષમાંથી ગમે તેને ફસાવી દેશે

**ગગન**—શુ ફસાવશે,? એવાનો ડર શો ? મ્હોટા મ્હોટા અમલદારોથી આપણને કાંઈ થઈ સક્યું નથી તો એક વકીલડું શુ કરવાનું છે ?

**જ્ઞાનેન્દ્ર**—એ ખોટી હિંમત છે. મ્હેં આજ સાભળ્યું છે કે એણે પાંચ જણ ઉપર નોટીસો કાઢી છે.

**રજની**—( જરા ભયથી ) કીયા પાંચ જણ ઉપર ?

**રવિ**—( જરા ગભરાટથી ) શાની નોટીસો ?

**જ્ઞાનેન્દ્ર**—મન્યુકુમાર; રવિનન્દન, ઇન્દીવર દાક્તર, ગગનવિહારી અને રજનીભૂષણ, એ પાંચને નોટીસ આપી છે કે તમે તમારાં કૃત્યોની માફી નહિં માગો તો લાઇબલની ફરિયાદ માંડવામાં આવશે.

**ગગન**—એવી નોટીસો તો મ્હેં આજ સુધી ઘણીએ ગાંધીને ઘેર પડીકાં વાળવા અને જૂનાં કાગળીયાં ખરીદનારને વેચી દીધી છે.

**રજની**—પણ શા માટે લાઈબલ ?

**જ્ઞાનેન્દ્ર**—શા માટે ? મન્યુકુમાર ઈન્દુશેખરની ઉઘાડી નિન્દા

**રજની**—હા, એતો હમારો કાયમનો ગ્રાહક છે અને વળી તમારા "વૃદ્ધપતિ" ના નાટકમાં કન્યાની મા થતો હતો તે એજ

**ગગન**—એમ કે ? હવે નાટક જોતાં જોતાં ભજવતાં શીખ્યોકે?

**રવિ**—અને હવે ભજવતાં ભજવતાં નાટક રચતાં શીખશે એમજ હાલના ઘણા લખનારા ગ્રંથકર્તા થઇ ગયા છે.

**ગગન**—ઠીક, છોકરો ભણતો નથી, તો નાટક કરી ખાશે એમા એ ચાળીસ પચાસનો મહિનો પાડશે

**રજની**—ક્યાથી પડે ? હમારે ત્યાં "વૃદ્ધપતિ"ના નાટકમાં પહેલોજ "પાર્ટ" લીધો; તે કાંઇ પગારથી નહિ, પોતેજ કહે કે મ્હારે પગાર નહિં જોઇએ. માત્ર નાટક ભજવવાની રાત્રે બશેર મસાલાદાર દૂધ, શેર જલેબી, અને ભજીયાં, અને જરા સહેજસાજ—છાટાપાણી-એટલાથી સંતોષ પામે છે.

**ગગન**—બિચારા માસ્તર સાહિબ કેવા ધર્માત્મા છે અને છોકરો—

**રવિ**—છાના રહો દાદરમા કોઇના પગલા સભળાય છે.

(જ્ઞાનેંદ્રરાય પ્રવેશ કરે છે)

**રજની**—આવો માસ્તર સાહેબ! આજે કાઇ આટલા મોડા ?

**જ્ઞાનેંદ્ર**—ભાઇ ! આપણા ફોજદાર સાથે માથું ઝીકતાં વાર થઇ.

**ગગન**—કેમ માથું ઝીકવુ પડે છે ?

**જ્ઞાનેંદ્ર**—આ ઇન્દુશેખરની પીડામાં

**ગગન**—તમે એની તરફથી વકીલ બકીલ થયા છો કે શુ ?

**જ્ઞાનેંદ્ર**—અરે વકીલતો એને એવો મળ્યો છે કે સાત બારિસ્ટરને ઘોળી પીએ, અને તેથીજ હું બધા સાથે માથુ ઝીકુછું કે ભાઇ સાહેબો, એ દુષ્ટથી ડરો; સુધારો કરવો આપણું કામ છે; પણ કુધારો અટકાવવાનુ આપણુ શુ ગજુ ?

માંહી માંહી કરવાનો વખત નથી; નાસ મેળવવી કે નહિં તે વિષે શું કરવું, આ નોટીસો વિશે શુ કરવું વગેરે બાબતો વિશે આપણે ફોજદાર સાહેબની સલાહ લેવા જઈએ તો ઠીક, એ સારો માર્ગ બતાવશે.

**જ્ઞાનેન્દ્ર**—અરે સાહેબો ! એમને સલાહ આપવાની ફુરસદજ ક્યાં છે; મ્હેં બધી હકીકત કહી તો પણ એતો ભલા માણસ જરા પણ ડરતા નથી; આ રવિનન્દનભાઈ અને રજનીભૂષણ જરા ગભરાયા પણ એતો નિર્ભય થઈ ઉલટા વધારે સાહસ કરવા તૈયાર થયા છે.

**રજની**—નો પણ સલાહ નહિં આપે ? સાહસ કરવાનું કહેશે તો જોઇશું કેવું અને કેટલું સાહસ કરવાનું કહે છે. માટે ચાલો જઈએ.

**જ્ઞાનેન્દ્ર**—એ અત્યારે ઘેર જ નહિં હોય એતો એમનું ધારેલું સાહસ કરવાના પ્રયત્નમાં છે. વિદ્યુત્પ્રસાદની સ્ત્રીને મળવા અત્યારે ગયા હશે. એને હિંમત આપી કોઈ પણ રીતે લગ્ન અટકાવવાના પ્રયત્નમાં મંડ્યા છે.

**રજની**—ભલે, તો કાલે મળીશું, પણ, મ્હે જે આ નાસ મેળવવા વિશે સૂચના કરી તે વિશે આપ સર્વે જરા વિચાર કરી જોજો. પછી સર્વને યોગ્ય લાગે તેમ, કરવું.

**ગગન**—ઠીક, ઠીક, ચાલો હવે બહુ રાત ગઈ, દશ વાગી ગયા. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—પર્જન્યપુર—વિદ્યુત્પ્રસાદનું ઘર.**

**શશિરેખા**—ઓ બા ! આ બાહારચ કોઇ પોલીસનો સિપાઈ છે

કરે છે, રવિનન્દને એની કવિતા અને આર્ટિકલો લખ્યાં ને ગગન-વિહારીએ પ્રસિદ્ધ કર્યાં, અને નાટક લખ્યું તે તમે ભજવ્યું. હવે "શા માટે" પૂછશો ?

**ગગન**—ભલે જે થવાનુ હશે તે થશે; ઈન્દુશેખર બાયલો છે, એ આગળ પગલું ભરવાનો નથી; ભરે તો એનો ફજેતો થાય એ વિચારથી અટકશે.

**રવિ**—વિચાર કરવાની એનામાં શક્તિ રહી નથી, અને મધુ-મુખ તો કેસ લઢવાનુ કામ હરકોઈ રીતે કઢાવશે. એને ફજેતાની દરકાર નથી. પોતાનાં ખીસ્સા ભરવાની પરવા માત્ર છે; કેમ વારૂ ?

**રજની**—નાસ મેળવી નાસની મારફતે ઈન્દુશેખરના કેસનો ઠરાવ કરાવવો કે એ જો લગ્ન કરે અને વિદ્યતપ્રસાદ કન્યા દે અને જે લગ્નમાં શામિલ થાય તો સર્વ નાત બહાર; એ ઉપાયથી કદાચ અટકે

**જ્ઞાનેંદ્ર**—એટલે આખી નાસને તમારે તુરંગમાં લઇ જવી છે કે શું, સાહેબ ?

**રવિ**—અમને બધાંને એકલા જવું ન ગમે ત્યારે બીજો શો ઉપાય ? નાત જાત વગર દુનિયામાં કહીં પણ રહી સકાય નહિં તો તુરગમાં પણ કેમ રહેવાય ?

**રજની**—સાહેબ નાત્ય એ ગગા છે, અને લગ્ન સબંધી સુધારા નાત મારફતે જ થશે

**રવિ**—નાત એ ગંગા હશે પણ પાણીની ભરેલી ગંગા નહિં; મલિનતાની ભરેલી ગગા છે નાત્યે તો આપણો સર્વ નાશ આણ્યો અને હજી નાસને શુ આટલું મહત્વ આપો છો ?

**ગગન**—ભલે તે ગમે તેમ હો, હાલ એ તકરાર આપણે

માંહી માંહી કરવાનો વખત નથી; નાસ મેળવવી કે નહિં તે વિષે શું કરવું, આ નોટીસો વિશે શુ કરવુ વગેરે બાબતો વિશે આપણે ફોજદાર સાહેબની સલાહ લેવા જઇએ તો ઠીક; એ સારો માર્ગ બતાવશે.

**જ્ઞાનેન્દ્ર**—અરે સાહેબો ! એમને સલાહ આપવાની ફુરસદજ કયાં છે; મ્હેં બધી હકીકત કહી તો પણ એતો ભલા માણુસ જરા પણ ડરતા નથી; આ રવિનન્દનભાઈ અને રજનીભૂષણ જરા ગભરાયા પણ એતો નિર્ભય થઈ ઉલટા વધારે સાહસ કરવા તૈયાર થયા છે.

**રજની**—તો પણ સલાહ નહિં આપે ? સાહસ કરવાનું કહેશે તો જોઇશુ કેવું અને કેટલું સાહસ કરવાનું કહે છે. માટે ચાલો જઈએ.

**જ્ઞાનેન્દ્ર**—એ અત્યારે ઘેર જ નહિં હોય. એતો એમનું ધારેલું સાહસ કરવાના પ્રયત્નમાં છે. વિદ્યુત્પ્રસાદની સ્રીને મળવા અત્યારે ગયા હશે. એને હિંમત આપી કોઈ પણ રીતે લગ્ન અટકાવવાના પ્રયત્નમાં મંડ્યા છે.

**રજની**—ભલે, તો કાલે મળીશું, પણ, મ્હે જે આ નાસ મેળવવા વિશે સૂચના કરી તે વિશે આપ સર્વે જરા વિચાર કરી જોજો. પછી સર્વને યોગ્ય લાગે તેમ, કરવું.

**ગગન**—ઠીક, ઠીક, ચાલો હવે બહુ રાત ગઈ, દશ વાગી ગયા. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—પર્જન્યપુર—વિદ્યુત્પ્રસાદનું ઘર.

**શશિરેખા**—ઓ બા ! આ બાહારચ કોઇ પોલીસનો સિપાઈ છે

**અભ્રસુન્દરી**—આટલી રાત્રે તે વળી સિપાઈ ક્યવો. કહે કે એતો ગામ ગયા છે.

( શશિરેખા જઇને પાછી આવે છે. )

**શશિ**—એ તો કહે છે મ્હારે ત્હારી માને મળવું છે.

**અભ્ર**—મ્હને આટલી રાત્રે તે વળી સિપાઈ મળવા કેમ આવ્યો હશે ? જા તેડી લાવ્ય અંદર. ( શશિરેખા જઇને પાછી મન્યુકુમાર સાથે આવે છે )

**મન્યુકુમાર**—બાઈ ! મ્હને આટલી રાત્રે આવેલો જોઇ તમને ભય લાગશે, પણ તમે ઓળખશો એટલે-

**અભ્ર**—હા ઓળખ્યા તો ખરા; પણ ગામમાં કોઈ નથી ને આમ રાત્રે તમે કેમ આવ્યા છો ?

**મન્યુ**—વિદ્યુત્પ્રસાદ ગામમાં નથી તે જાણીને જ હું આવ્યો છું.

**અભ્ર**—તમે આમ આવશો એવું મ્હેં ધાર્યું ન્હોતું.

**મન્યુ**—તમે મ્હારા ઉપર જરા પણ શંકા લાવશો નહિં. હું કોઈ પણ જાતના દુષ્ટ ઈરાદાથી આવ્યો નથી.

**અભ્ર**—તમારે જે કહેવું હોય તે ઝટ કહી દ્યો; આમ રાત્રે તમને આવેલા જોઈ કોઇ શુ ધારે ? અને આ છોકરાં તમારો ડ્રેસ જોઈ બીહે છે.

**મન્યુ**—બાઈ ! મ્હારો ડ્રેસ જોઈ બ્હીવાનું કારણ નથી, હું તમારો મિત્ર છું, શત્રુ નથી. કોઈ શું ધારશે એમ તમે ડરતાં હો તો તમે હાલ જે કામ લઈ બેઠાં છો તે કદી પણ કરો નહિં. પણ તમને હાલ કોઇનો પણ ડર નથી.

**અભ્ર**—તમે શું મ્હારી છોકરીઓનાં લગ્ન સંબંધી વાત કરવા આવ્યા છો ?

**મન્યુ**—હા, બાઈ

**અભ્ર**—( નિશ્વાસ નાંખી ) હવે હું સમઝી કે તમેં શી મતલબથી આવ્યા છો. પણ ભાઈ ! એ વાતમાં મ્હારૂં કાંઈ જ નથી ચાલ્યું એ શું તમે નથી જાણતા ?

**મન્યુ**—હું જાણું છું; માટે જ તમારી સાથે એ વાત કરવા આવ્યો છું. તમારો મત આ લગ્ન વિરૂદ્ધ છે, તમને કોઈ મદદ કરે એવું નથી એમ ધારી તમને કહેવા આવ્યો છું કે હું તથા હમારા પક્ષના સર્વે તમને કહો તે મદદ કરીએ.

**અભ્ર**—મ્હારે હવે મદદ શી જોઇએ ? હવે બધું નક્કી થઈ ગયું, હવે કાંઇ ફરવાનું છે ?

**મન્યુ**—તમારી ઈચ્છા હોય તો તમારી રૂબરૂ હું વિદ્યુત્પ્રસાદને સમઝાવવાનો પ્રયત્ન કરૂં.

**અભ્ર**—મ્હેં કેટકેટલું કહ્યું તો પણ નથી માનતા, તો તમારૂં શુ માનશે ?

**મન્યુ**—બીજો કોઈ એમનો મિત્ર છે, કે તેનું માને ?

**અભ્ર**—મિત્રમાંએ હું ને શત્રુમાએ હું. હાલ તો કોઈનું માનવાના નથી.

**મન્યુ**—ત્યારે તમને બીજો કાંઈ ઉપાય સુઝે છે ?

**અભ્ર**—ઉપાય એ કે હું અને મ્હારી બે છોકરીયો એક દોરડે બંધાઇ કૂવે પડીએ, તો આ આફતમાંથી બચીએ.

**મન્યુ**—એ ઉપાય ન કહેવાય; એ શિવાય કાંઈ ઉપાય છે કે જીવતાં રહીને આ લગ્ન અટકે ?

**અભ્ર**—આપણી નાત્ય મળી લગ્ન અટકાવે તો સારૂં એમ મ્હેં ઘણી વાર ધાર્યું છે, પણ પછી દીકરીને દઉં કહોને, બીજો વર ક્યાં છે ?

**મન્જુ**—વર બીજા મળી આવશે

**અભ્ર**—પણ એમને તો ગ્રહ વર્ષફળ ઉપર બહુ શ્રદ્ધા છે, અને જોશીને પરમેશ્વર માને છે. જોશીએ કહ્યું છે આ ગ્રહ શિવાય બીજો એક પણ મળતો નથી

**મન્જુ**—જોશી કીયો રાહુલાલ ઠુંઠીઓ કે ? એ તો લુચ્ચાનો પીર છે. અને તમે શું એમ માનો છો કે દુર્નિદુશેખરના આ જન્માક્ષર ખરા છે ?

**અભ્ર**—હું તો એમાં કાંઈ સમઝતી નથી. જન્માક્ષર બન્માક્ષર તો મ્હેં નજરે પણ દીઠા નથી. હું તો મ્હારે એ જ કહ્યા કરૂં છું કે મ્હારી બાર વરસની કુમળી ફુટડી દીકરી પચાસ વરસનો બુઢ્ઢાને નથી દેવી.

**મન્જુ**—એ ને તો સાઠચ થયાં છે, બાઈ સાઠચ !

**અભ્ર**—( ગભરાઇને ) હેં, હાય ! હાય ! મ્હારી દીકરી, ત્હારૂ શું થશે ?

**મન્જુ**—બ્હેન, રોયાથી શુ ફળ છે ? હિમત રાખી ઉપાય કર્યા વગર કોઈ પણ આફત મટે નહિં.

**અભ્ર**—હવે હું શો ઉપાય કરૂં ? મ્હારા નસીબમાં જ દુઃખ છે.

**મન્જુ**—ઉપાય માત્ર એક જ છે. હિમત રાખીને કરવાનું છે. ( છોકરીયો તરફ જૂવે છે. )

**અભ્ર**—બ્હેન, તું અને શશી જાઓ પાછલી મેડીમાં જઇ ફોજદાર સાહેબ માટે પીવાનું પાણી અને પાનસોપારી કરી લાવો. ( છોકરીયો જાય છે )

**મન્જુ**—લગ્નને બે મહિના છે, ત્યાં સુધી તમારે કાંઈ પણ વિરૂદ્ધતા બતાવૃવી નહિં; વિદ્યુત્પ્રસાદ તરંગપુર સામાન લેવા ગયા છે,

તે હજી ત્યાં થોડા દિવસ રહેશે, ત્યાં સુધી તમારે ત્યાંથી સામાન મંગાવવા કાગળ લખવા અને સર્વેવાને આ કાર્યમાં હવે તમે અનુકૂળ છો એવો દેખાવ રાખવો, અને પછી લગ્નને આગલે દિવસેજ તમે અને તમારી બે છોકરીયોએ રાત્રે એકદમ હું કહું એમ છૂપી રીતે ઘર છોડી ચાલ્યા જવું

**અભ્ર**—( આશ્ચર્યથી વિચાર કરી ) પણ ભાઈ એથી તો મ્હારા નામને ઉલટું લાંછન લાગે

**મન્યુ**—તમારી સાથે છોકરીઓ હોય પછી શું લાંછન લાગે ?

**અભ્ર**—ભાઈ! જગત્‌ના લોક કેવા નિંદાખોર છે એ તમે નથી જાણતા ?

**મન્યુ**—પણ તમારી સાથે ગાડીવાન અને બે સિપાઈ શિવાય કોઈ પણ પુરૂષ હોય તો ખોટી પણ વાત થવાનો સંભવ કની! મ્હારી સ્ત્રી અને પુત્રી અને તમે ત્રણ એટલાં જ એક ઘોડાગાડી તૈયાર રાખી તેમાં અહીંથી ચારજ ગાઉ ઉપર પરરાજ્ય છે ત્યાં જજો.

**અભ્ર**—( જરા વિચારી ) ભાઈ ! તમારો ઉપાય તો ઠીક છે. હમારા ઉપર ખરી દયાથી જ કહોછો; પણ સાહસ બહુ છે, મ્હારી હિંમત કેમ ચાલે ? લોકના ડર કરતાં મધુમુખનો ડર ઘણો છે.

**મન્યુ**—એ જાણશે તો વાતને ?

**અભ્ર**—મ્હારી મ્હોટી છોકરીએ એની ન્હાની બ્હેનને કહ્યું હશે કે વરઘોડો આવતાં પહેલાં હું કૂવે પડીશ, કે ઝેર ખાઇશ, તે વાત એણે એના બાપને કહી અને બાપે લઇને મધુમુખને કહી ત્યારથી છોકરી પાછળ તો ચૉકી પ્હેરા મૂક્યા છે, નિશાળે જતી પણ બંધ કરી છે, અને રાત્રે દહાડે એના બાતમીદાર ફરે છે, આ તમે આવ્યા છો તે વાત પણ જાણશે અને એમના મનમાં અવળું ભરવશે, તો મ્હારે પાછી બ-

મણી પીડા અને બમણી ચૉકીયો થશે, એટલે મ્હારૂં શું ચાલવાનું છે ? માટે ભાઈ, હવે તમે જાઓ અને હમારે માટે જીવ બળતો હોય તો પ્રભુ પાસે માગો કે એ ડોસો જ લગ્ન થતા પહેલાં મુ બાઈ જાય અને ત્યાં મરકીથી ઘસડાઈ જાય.

મન્યુ—પ્રભુ તમારૂં સારૂં કરો બ્હેન ! પણ મ્હને આમાંથી કાંઈ સારૂ ફળ થવાની આશા નથી તમે સ્ત્રીજાત છો એટલે તમારી હિંમત ન ચાલે, પણ દીકરીને ઉગારવાનો ઉપાય આ એક જ છે.

અભ્ર—ભાઈ ! એ ઉપાય કરવા જતા મધુમુખ તમને હમને બધાને સપડાવે, અને બીજા જૂઠાં આળ સાથે આવે, અને લગ્ન જખ મારીને કરવુ પડે; છોકરી આવડી મ્હોટી થઈ ને પોતે ના કહી સકે એવુ કાયદામાં કાંઇ હોય તો આપણે ફાવીએ; આપણે આઘાં રહીએ અને છોકરી પોતે જ ના કહે.

મન્યુ—છોકરી પોતે ના કહે તો કદાચ રોકાય. કાયદામાં તો છોકરીને બિચારીને કાંઈ સત્તા નથી, પણ છોકરી પોતે જો ઉઘાડી રીતે ના કહે તો પછી હમે સર્વે ઉઘાડી રીતે તેની મદદે આવીએ અને રોકીયે.

અભ્ર—( નિશ્વાસ નાખી ) છોકરી ના તો કહે છે પણ બાપ જ આડા થઈ બેઠા છે તેનું કેમ ? મ્હને તો કાઈ પણ રીતે દુઃખસાગરમાથી ઉગરવાનો આરો જડતો નથી, હું તો ઇશ્વરને આધીન થઈ બેઠી છું. જે થવાનું હશે તે થશે એમ કરી મન વાળું છું.

મન્યુ—તમારી જ હિમત ના હોય તો હમે લાચાર છીએ; પણ હજી બે મહિના બાકી છે ત્યાં સુધીમાં તમે વિચારી જૂવો;

કાંઇ પણ બની સકે એમ હોય તો મ્હને તુરત ખબર આપજો. હું તમારી પાસે એક છૂપી પોલીસનો આદમી ત્રીજે ચોથે મોકલીશ, તે ખબર કાઢી જશે, તેને કહેજો. હાલ તો હું જઉં છું. ( છોકરીયો પાણી તથા પાન સોપારી લઈ આવે છે.)

અભ્ર—હા ભાઈ ! તમારી દયાનો હું ક્યાં પાડ વાળીશ ? પ્રભુ તમારૂં કલ્યાણ કરો. ( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—પૂર્જન્યપુર—મધુમુખરામનું ઘર.

**શ્રીમુખી**—શશિ ! આપણે કાલે શનીવાર છે તે સવારની નિશાળ છે, અને આ ગરબા તો હજી થઇ રહ્યા નથી તે શુ કરીશુ?

**વિદ્યુલ્લતા**—કાલ્યનો દહાડો નહિં જઇએ વળી.

**શશિરેખા**—અને પછી આપણા નંબર જશે તે ?

**વિદ્યુ**—નંબરતો હજી આવતા મહિનામાં ઘણાએ જશે.

**શ્રીમુખી**—આવતે મહિને બધાં લગ્ન છે તેથી કે ?

**શશિ**—ઓ વિદ્યુ ! ચાલ્ય આપણે આ ગરબે ફરીયે; (અદ્રિલતાને) કેમ બ્હેન તુ આવતી રહી ? હમે ગરબે ફરવા આવીએ છીયે ને ?

વાનાછે, તેથી કેટલી બધીઓ ગાવા આવી છે ?

**શશિ**—કેમ ગરબે નથી ફરવુ કોઇને ? ત્યારેતો હુંએ નથીજતી

**વિધુ**—બેસને અહીયાં, જરા થાક ખાઈને વાતો કરીયે; ઓ શ્રીમુખી ! આજ બધાંને કહેલું દુધ પાવાનુ હતું તે કેમ હજી નથી વ્હેંચાયું.? હવે તો ગાતે ગાતે બધાના ઘાંટા બેશી ગયા.

**શ્રીમુખી**—જોને આપણને કોઇ આપતું નથી. અને ઉપર મેડીયે બધા ભાયડાઓએ કયારનું પી લીધું

**શશિ**—ઉપર વળી ભાયડા આવ્યા છે કે ?

**વિધુ**—હા જોને પેલા પ્હણે બેઠા એ ત્હારા બનેવી

**શશિ**—જો વિધુકલા ! ત્હારે મ્હારી બ્હેનની મશ્કરી કરવીનહિં.

**વિધુ**—એમા ત્હને ખોટું શુ લાગે છે ? ત્હારી બ્હેનને નથી લાગતું ને ત્હને શેનું લાગે છે ? ત્હારા વરનું કહીએ તો તું લગાડજે

**અદ્રિ**—(નિશ્વાસનાંખી) બ્હેન વિધુકલા ! તું અમસ્તી હમને શુ કામ ચીડવે છે ? મ્હારી મા જાણશે તો વળી વધારે દુઃખીથશે.

**શ્રી**—પણ અદ્રિલતા ! એમાં તને શું ખોટું લાગેછે ? આ પંદર દહાડા પછી તુ પરણીશ એટલે એ શશિરેખાનો બનેવી થશે કે નહિં ?

**શશિ**—પરણે તોકની ? હમે તો લગ્નને પહેલે દહાડેજ ગામમાંથી જતાં—

**અદ્રિ**—(શશિનો પગ દાબીને) શશિ જો ત્હને કાલિન્દીમાશી બોલાવે —

**અદ્રિ**—( સ્વગત ) મૂર્ખી શશિએ બધો ધાણ બગાડ્યો હાય ! હાય ! હવે આ વાત એ દુષ્ટાઓ મધુમુખરામને કહ્યા વગર રહેવાની છે ! પણ સમજી નહિં હોયતો, જોઉ જરા વાત કઢાવી લઉં કે

સમઝી કે નહિં ? ( શ્રીમુખીને ) શ્રીમુખી ! હું હમણાં પાણી પીને આવી તે વખતે શશિ શુ કહેતી હતી ?

**શ્રીમુખી**—એતો કહે હમે તો પરણવાનાજ નથી, હમે તો કુંવારાં રહી મ્હેતીજીઓ થઈશુ.

**અદ્રિ**—ગાંડી છે. આપણામાં વળી કુવારાં રહેવાતુ હોય તો સારૂસ્તો. પરણ્યા વગર છૂટકો છે ?

**વિદ્યુ**—ત્હારી બ્હેનતો એવુ એવુ બોલે છે, કાલે નિશાળે રજામાં કહેતી હતી કે હમે સ્વયંવર કરી કોઇ મ્હોટા જડજ કે દાકતરને પરણીશું, કે મડમો થઇ જઈશુ.

**અદ્રિ**—( ચિંતાથી ) એ ગાંડી છે. નિશાળમાં ત્હમે પરણ-વાની વાતો કરો છો કે ભણો છો ?

**શ્રી**—એક વાગ્યાની રજામાં તો વળી વાતો કરીયે સ્તો.

**અદ્રિ**—ચાલો, હવે તો હું ઘેર જાઉંછું ( ગરબા આગળજઇને) શશિ ! ચાલ્ય જઇએ બહુ મોડું થયું.

**શ્રીમુખીઅનેવિદ્યુકલા**—હમે પણ સુઇ જઇએ; સવારે પાછાં નિશાળે જવુ છે.

**અદ્રિ**—( સ્વગત ) સમઝી હશે કે નહિં ? પરણવુ નથી એ હું કહુંછું એતો બધાએ જાણે છે, પણ જતાં રહીશુ એમ શશિએ કહ્યું હોયં તે આ બે જણીઓ સમઝી હોય એમ લાગતું નથી. પછી તો કોણ જાણે. પ્રભુ કરેને મન્યુકુમારે દયા લાવો ઉપાય સૂઝાડયોછે તેમ બા હિંમત રાખી કરે; પણ જો આ છોકરીઓ શશીનું કહેવું સમઝી ગઇ હશે તો જરૂર મધુમુખને કહેશે અને બમણી ચૉકી રહેશે મન્યુકુમાર આવી ગયા તે વાત એણે જાણી અને ત્યારથી વધારે જાપતો રાખવા માંડયો છે, તેથી બાની હિંમત ઉલટી ઘટીછે;

તો જોઇશું, અને તમે જીવતા હશોતો બતાવીશું. (જ્ઞાનેંદ્રરાય અને ઇન્દીવરકુમાર પ્રવેશ કરે છે.)

**ગગન**—પૂછો આ માસ્તર સાહેબને, એમનાં વહુ લગ્નમાં ગયાં હતાં.

**મન્યુ**—માસ્તર! તમે આ પક્ષમાં, અને તમારાં વહુ આ ડોસલાના લગ્નમાં ગયાં એ સારૂં કે?

**જ્ઞાનેંદ્ર**—જુવો સાહેબ! હમે ઇન્દુશેખરના પડોશી અને વિદ્યુત્પ્રસાદનું મોસાળ અને મ્હારૂં સાસરૂં પડોશમાં એટલે સાહેબ—

**મન્યુ**—તેમાં શુ? એવા બાદરાયણસંબંધ આવા પ્રસંગમાં બાજુ ઉપર મૂકવા જોઇએ. મધુમુખે તો હમને સર્વેને વરઘોડે જવાનાં ન્હોતરા મોકલ્યાં હતાં.

**જ્ઞાનેંદ્ર**—ના સાહેબ મ્હારે ત્યાંથી વરઘોડે કોઇ ગયું નહોતું; માત્ર લગ્ન વખતે વિદ્યુત્પ્રસાદને ઘેરજ મ્હારી સ્ત્રી ગઇ હતી.

**ગગન**—નહિં કેમ માસ્તર! તમારો છોકરો તો વરઘોડામાં કારભાર કરતો હતો, અને તમારી સાળી તો ગીત ગાતી હતી.

**રવિ**—માસ્તર, હવે ખરૂંજ કહોને કે તમારા ઘરમાં તમને કોઇ ગાંઠતું નથી. તમાચો મારી મ્હોં લાલ રાખવામાં શો ફાયદો? આપણો પક્ષ સત્યને અવલંબી રહેલો છે, માટે હરેક કાર્યમાં આપણે તો સત્યજ બોલવું; કેમ વારૂ?

**જ્ઞાનેંદ્ર**—સાહેબ તે કાંઇ તમારાથી અજાણ્યુ છે? પણ આ કાર્યમાં મ્હેં જાણીને આગ્રહ ન કર્યો. કોઇ પણ આપણામાંથી જાય અને તે વળી બૈરાંમાંથી તો ત્યાંની બધી વાત આવે તો આપણે--

**રવિ**—હવે જીવરામ ભટ શુ કામ થાઓછો? તમારૂં ચાલતું નથી એટલુંજ બસ—

**ઇન્દીવરકુમાર**—હવે એ વાત જવાદો, પણ આપણે જે છેલ્લી યુક્તિ આ બે કન્યાઓને છુપાવવાની ધારી હતી તે પણ કેમ ન ફાવી એ સમઝાતું, નથી.

**જ્ઞાનેંદ્ર**—બિચારી અભ્રસુન્દરીનું પતિ આગળ કાંઇ ન ચાલ્યું.

**રવિ**—તમારૂં સ્ત્રી આગળ નથી ચાલતુ એમ. તમે અભ્રસુદરીને પરણ્યા હોત અને તમારી સ્ત્રી વિદ્યુત્પ્રસાદને પરણી હોત તો ઠીક—

**ઇન્દીવર**—( રવિનન્દનને ) બસ હવે માસ્તર સાહેબની ઘણી ઠઠ્ઠા ન કરો. કદાચ ખોટું લાગે.

**મન્યુ**—ખરી હકીકત એમ છે કે અભ્રસુન્દરી અને એની બન્ને છોકરીઓએ હિંમત તો કરી હતી પણ મ્હેં જે દિવસે એને વાત કરી તે વાત એણે ભોળપણમાં છોકરીઓને પછીથી કહી દીધી અને તે પછી કાર્તિકી પુનમને દિવસે મધુસુખને ત્યાં ગરબા વખતે ન્હાની છોકરીએ બાળકબુદ્ધિથી વાતમાં ને વાતમાં મધુસુખની છોકરી અને સાળીના દેખતાં બોલી દીધુ કે હમે તો લગ્ન પહેલાં ગામમમાંથી જતાં રહીશુ; તે વાત એ છોકરીઓએ મધુસુખને કહી દીધી; ત્યારથી બિચારી અભ્રસુન્દરી ઉપર વધારે જાપતો રખાયો, અને છેક છેલ્લે દિવસે સવારે મ્હને ના કહેવડાવી. ભાગ્ય બિચારાંનું !

**રવિ**—મધુસુખની છોકરી પણ એના જેવી છે કે શું ?

**ગગન**—અરે બાર વરસની છે, પણ મધુસુખને માથે ભમરાવે એવી છે.

**જ્ઞાનેંદ્ર**—પરનિંદામાં શું ફળછે ? હવે કાંઇ થયું તે ન થયું થવાનું છે ?, અદૃષ્ટમાં લખ્યું હોય તેજ થાય ચાલો આજ વાસ્યા, જમવાનો વખત થઇ ગયો, જઇએ.

( રજનીભૂપણ પ્રવેશ કરે છે. )

**ગગન**—બેસો જરા આ રજનીભૂષણ આવ્યા ને તમે જાઓ તે ઠીક નહિં, અને વળી આજ વરકન્યા વદાય થાય છે તેનો વરઘોડો જોવો નથી ? હમે તો સર્વ એટલા માટેજ બેઠા છીએ; અહીંથીજ જવાનો છે.

**રવિ**—માસ્તર ગભરાતા હશે કે વળી એમની સ્ત્રી પુત્ર કે પુત્રી વરઘોડામાં હોય તો આપણે પાછા પ્રશ્ન કરીએ.

કેમ નાટકાચાર્યજી ! તમે પણ વરઘોડો જોવા આવ્યા છો કે !

**ગગન**—તમે વરઘોડે નથી ગયા કે શુ ? હમે તો ધાર્યું કે તે દિવસે નાત્ય મેળવી તેમાં તમે ઈન્દુશેખરનો પક્ષ કર્યો તેથી તમને તો લગ્નમાં જવાનો આગ્રહ થયો હશે ?

**રજનીભૂષણ**—મ્હેં ઈન્દુશેખરનો પક્ષ કર્યો જ નથી; તમારી સમજફેર થઇ લાગે છે.

**મન્યુ**—ઈન્દુશેખરનો પક્ષ ન કર્યો, પણ આપણા પક્ષના વિરૂદ્ધ તો થયા કે નહિં ?

**રજની**—કેવી રીતે ?

**રવિ**—વિરૂદ્ધ પક્ષમાંથી ગોલો ગારૂડીરામ બોલ્યો કે "લગ્ન કરવાં ન કરવાં, કન્યા કહોને દેવી ન દેવી એ વિશે નાત્યનું કાંઈ કામ નથી. પરંતુ આપણામાંથી જે કોઈ ગમે તે જાત્યના માણસનું ખાય છે, ગમે ત્યાં ચ્હા પીએ છે, બજારમાંથી જલેબી, ભજીયાં ખાય છે, અને આગગાડીમાં ખાય છે પીએ છે વગેરે અનાચાર કરે છે તે સર્વેને આજને આજ નાત્ય બહાર મૂકવા જોઇએ." તેને તમે પુષ્ટિ આપી કેમ વારૂ ?

**રજની**—મ્હે પુષ્ટિ આપી ?

**મન્યુ**—પુષ્ટિ વળી કેમ નહિં ? તમે કહ્યું કે આપણામાંથી

કેટલાક શિખાસૂત્રસંધ્યાતિલકની પરવા રાખતા નથી તેમ જ સ્ત્રી પુરૂષોનો પોશાક પણ અનાર્ય થઈ ગયો છે, ન્હાયા પછી પણ ઈંગ્રેજી બોલતાં અચકાતા નથી તે સર્વ નાત્યે બંધ કરવું જોઇએ.

**રજની**—મ્હેં એમાં ઇન્દુશેખરના પક્ષનું શું કહ્યું ? મ્હારો મત જાતિબંધનના તરફમાં છે. તેથી મ્હે આટલું સામાન્ય રીતે કહ્યું.

**રવિ**—( આશ્ચર્યથી ) સામાન્ય રીતે કેમ; તે દિવસે આ ગગનવિહારીનો છોકરો નાત્યમા શાક પીરસતો હતો તે Vegetable, Pumpkin, Vegetable એમ ઈંગ્રેજીમાં પીરસતો હતો, તેનું ઉદાહરણ સુદ્ધાં આપ્યું તે સામાન્ય રીતે કહ્યું કહેવાય કે વિશેષ રીતે ?

**રજની**—મ્હારો મત છે કે વર્નાક્યુલર માણસોએ વર્નાક્યુલર રીતિનીતિ, વર્નાક્યુલર ભાષા, અને વર્નાક્યુલર પોશાક રાખવો જોઇએ, અને તે બાબત નાત્યવાળાઓએ દેખરેખ રાખવી જોઇએ

**મન્યુ**—નાત્યવાળાઓ કશી વાતમાં કાંઈ કરી સકતા નથી એ ઉઘાડું છે. સારાં કાર્ય તેમને હાથે નથી થતાં એ આપણે પ્રત્યક્ષ જોયું, તમારા કહ્યાથી નાત્ય મારફતે પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો એ તમે જાતે જોયું મૂળવાત બાજુ ઉપર મૂકી આડી વાતજ થઇ; તે આડી વાતનો લાભ લઇને, રવિનન્દને આપણામાં મદ્યપાન ઘણું છે તે બંધ કરવાનું કહ્યું ત્યારે તમે પણ ગુસ્સે થયા, અને ઘણાના પગ તળે રેલો આવે તેથી સર્વે એકદમ ગુસ્સે થઈ વેરાઈ ગયા એ આપણી નાત્યની મીટીંગોનો ઢંગ ! એવા લોકથી શાં સારાં કાર્ય થવાનાં છે ?

**ઇન્દીવર**—હવે એ વાત જવાદ્યો માસ્તર ! બેસો જરા. આજના વર્તમાનમાં આજ વિષય ઉપર રાનડેનું ઘણુ ઉત્તમ ભાષણ આવ્યું છે તે વાંચવા લાયકછે.

**જ્ઞાનેંદ્ર**—વાંચો ત્યારે, હમે સર્વે સાંભળીએ છીએ.

ઈન્દીવર—( વાંચવા માંડે છે. ) ( સૌદામિની પ્રવેશ કરેછે. )

**સૌદામિની**—બાપાજી! જમવાની વખત થઈ છે.

( નેપથ્યમાં—"હમે ઇડરીયો ગઢ જીત્યાંરે આનંદ ભયો" )

**સૌદામિની**—એ પેલો વરઘોડો આવ્યો; બા કયાં ગઇ બા!

( કેકાવતી અને હિરણ્યનંદિની પ્રવેશ કરેછે )

**કેકાવતી**—( રસોડામાંથી એકદમ દોડતી આવી ) સૌદામિની! જો આ બધાને બોલાવ્ય, આ બારીએ બધું દેખાશે.

**રવિ**—ચાલો ચાલો, ગગનવિહારી, ચાલો નીચે જઈશું?

**જ્ઞાનેન્દ્ર**—નારે, અહીં ઉપરથી બધું દેખાશે.

( ફરીથી નેપથ્યમાં—" હમે ઇડરીયો ગઢ જીત્યાંરે આનદ ભયો." )

**ગગન**—હવે તો પાસે અવાજ આવ્યો હો! દાક્તર! રહેવા દ્યો વાંચવાનું.

**રવિ**—વાંચવાનું હમેશનું છે, આ વરઘોડો જશે તે પાછો નહિં આવે.

**ઈન્દીવર**—કેમ વારૂ? મન્યુકુમાર ચાલોને આ બારી ખાલી છે, આપણે ત્યાં ઉભા રહીએ.

**મન્યુ**—મ્હારે એ દુષ્ટનું મ્હોં જોવું નથી.

( નેપથ્યમાં—" ફીરપા કીધી અંબે મારી માવડી, પૂર્યા મનના મનોરથ સર્વ ઉતર્યો રિપુ ગર્વ." )

**મન્યુ**—હું તો આ શબ્દ પણ કાને ન પડે માટે જાઉં છું ઘરના છેક પાછલા ખંડમાં ( જાય છે. )

**કેકાવતી**—કેમ, વાજાં નગારાં બંધ છે ? ( વરઘોડામાંથી મદનનન્દન ઉપર આવે છે )

**રવિ**—કેમ મદનનન્દન ! વાજાં કેમ બંધ છે ?

**મદનનન્દન**—પોળમાં વાગતાં હતાં પણ મ્હોટે રસ્તે આવ્યા કે પોલીસે રજાચિઠ્ઠી માગી, આજની રજાચિઠ્ઠી લેવી ભૂલી ગયા હતા એટલે વાજા અહી બંધ છે, પોળમાં જઈશું એટલે વાગશે. ( મદનનન્દન પાછો વરઘોડામાં જાય છે. )

**ગગન**—અરે ભૂલી ભૂલી કાંઈ નથી ગયો; હું સર્વ જાણું છું. તે દિવસે રસ્તે જતાં મ્હોટે રસ્તે કેટલાક છોકરાઓએ વરરાજાને માટીના લોચા માર્યા હતા; તેથી આજ વાજાં વગાડવાની રજાચિઠ્ઠી જાણીને લીધી નથી કે વરઘોડો આવ્યો કોઈ જાણે નહિં.

**કેકાવતી**—પણ આ બાયડીઓના ધાટા વાજા કરતા આગળ વધે એવા છે તો; બાયડીઓ છે તો આંગળીને વેઢે ગણાય એટલી, પણ છે કેવી જબરીઓ !

**સૌદામિની**—પેલી શ્રીમુખી અને વિદ્યુકલા મ્હારા કરતાં ન્હાની ન્હાની છે, પણ કેવે મ્હોટે અવાજે ગવડાવે છે !

**રવિ**—આ માસ્તર સાહેબના વહુ અને દીકરીના અવાજ પણ આગળ પડતા બધા સંભળાય એવા છે; કેમ વારૂ ?

**કેકાવતી**—પેલી જોને નલિનીની બ્હેને બાળવિધવા થઈને ઠાઠ શો કર્યો છે ? કોઈ જાણે કે વિધવા છે ?

**સૌદામિની**—અને નલિની અને મધુમુખની વહુ કેવી લાંબા લાંબા હાથ કરી ગવડાવે છે.

**કેકાવતી**—આપણા સામું જોઈ જોઈને ગાય છે.

**હિરણ્યનન્દિની**—લૂગડાં ઘરેણાં તો ખાસ્સાં પહેર્યાં છે; પણ ગાતાં મ્હોં કેવાં બગાડે છે અને પહોળાં કરે છે !

રવિ—વરરાજાનું મ્હોં પાનથી લાલચોળ છે; પાઘડી પણ કેવી ઠાઠથી મૂકી છે. શાબાશ ! ડોસા, શાબાશ !

( વરઘોડો ઘર આગળ આવે છે ) ( વરઘોડામાંની સ્ત્રીઓ ગાય છે—"શત્રુ થર થર થર થઈ કંપીયા, માજી એ સઉ તમારા પ્રતાપ, કૃપા છે અમાપ,—થયો જય સત્યનો." )

**સૌદામિની**—આ ! આ ગીત કાંઈ નવું છે; આપણે લગ્નમાં ગાઈએ છીએ તેમાંનું નથી.

**કેકાવતી**—મધુમુખે નવું બનાવ્યું હશે.

**રવિ**—એ શું બનાવતી'તી ? એને જૂઠા પૂરાવા બનાવતાં આવડે છે. આ ગીત તો ઘણું કરીને જરા—આગળ સાંભળવા દ્યો એટલે કહું—

( શ્રીમુખી અને વિદ્યુત્કલા મન્યુકુમારના ઘર તરફ ઉંચાં ડોકાં કરી લાંબા હાથ કરી મ્હોટે અવાજે ગાય છે—"અંબા આપ કૃપાથી કારજ સીધ્યાં, ફરક્યાં ફરક્યાં સત્યનાં નિશાન, શું સમજે નાદાન,—થયો જય સત્યનો." )

**રવિ**—આ ગીત તો ત્રીશેક વર્ષ ઉપર મહીપતરામ રૂપરામ ઈંગ્લાંડ જઈ આવ્યા પછી તેમની ન્યાતમાં ભારે તકરાર થઈ હતી તે દરમીયાન તેમના પક્ષમાં કેટલાંક લગ્ન નિર્વિઘ્ન થયાં તે પ્રસંગે ભોળાનાથ સારાભાઈએ રચ્યું હતું તે છે.

**ગગન**—તે આ દુષ્ટ મધુમુખ પોતાના પક્ષમાં ગવડાવે છે અને આ નીચ કાર્યને સત્યનો જય ગણાવે છે. ( વરઘોડો જાય છે. )

**કેકાવતી**—વરઘોડો ઝાઝો ઉભો રહ્યો નહિ તો !

**હિરણ્યનન્દિની**—શશિરેખા તો કિશોર કરતાં બે વ્હેંત ઉંચી

દેખાતી હતી અને અદ્રિલતા તો ડોસાની દીકરીની દીકરી જેવડી જણાતી હતી.

સૌદામિની—બધીયોના બરોબર ઠાઠ જોવાયાએ નહિં

રવિ—વરઘોડો જરા ઉભો રહ્યો હોત તો આખુ ગીત સંભળાત.

જ્ઞાનેન્દ્ર—આપણને દેખો ઘણું ઉભાં રહી સકે નહિં.

રવિ—ઉભાં રહ્યાં હોત તો માસ્તર પોતાની સ્ત્રીને ઝાઝીવાર જોઇને ઉલટા બળત બિચારા !

ઈન્દીવર—હજી ગીત સંભળાય છે હો !

( નેપથ્યમાં—"આશાપૂરી આશાપૂરી માજીયે, ઝળકાવ્યાં સત્યનાં નિશાન, દીધાં વરદાન—થયો જય સત્યનો" ) ( સર્વે જાય છે. )

( બીજો અંક સમાપ્ત )

—(૦)—

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પર્જન્યપુર—કુંકુમશંકરનું ઘર.

કુંકુમશંકર—જરા ઉઠો રાણી !

નિદ્રાવતી—( ઉંઘમાં આળસ મરડતા ) કેમ, અત્યારથી આજ કેમ ઉઠ્યા ! હજી તો રાત છે.

કુંકુમ—મ્હને તો ભયંકર સ્વપ્નું આવ્યું તેથી ઉઠ્યો છું; માટે જાગો હવે.

નિદ્રા—( જવાબ દેતી નથી. )

કુંકુમ—કેમ રાણી સાંભળ્યું કે નહિ ? મ્હને સ્વપ્નું આવ્યું.

નિદ્રા—તેમાં મ્હારે શું ? તમને સ્વપ્નું આવ્યું માટે મ્હારે જાગવું ?

કુંકુમ—પણ ભયંકર સ્વપ્નું હતું, રાણી ! ગોરાણીને બદલે રાણી કહુ છું તોએ નહિં ઉઠો ?

નિદ્રા—(જરા જાગ્રત થઈ) ગમે તેવુ ભયંકર હોય પણ તમે જીવતા છો એટલે હવે શું ?

કુંકુમ—પણ પાછલી રાતનુ સ્વપ્નું ખરૂં પડે તો ભોગ મળે હો?

નિદ્રા—( ઉઠીને ) તમે તો પૂરૂં ઉંઘવાએ દેતા નથી; રાતે નવ વાગે સૂતી હતી અને આંખ્ય મીંચી અને ઉઘાડતામા તમે ઉઠાડી; હજી તો આઠ પણ નથી વાગ્યા

કુકુમ—પણ સ્વપ્નાથી હું તો જાગ્યો.

નિદ્રા—બળ્યું તમારૂં સ્વપ્નુ. સ્વપ્નાં ખરાં પડતાં હોય તો હુ તો રોજ મરી જતી હોઉં.

કુંકુમ—સ્વપ્નાં ખરાં નથી પડતાં એમ કેમ જાણ્યું?

નિદ્રા—મ્હને ઘણું ખરૂં સ્વપ્નાં આવે છે કે તમે નદીમાં ડૂબી ગયા, ગાડીતળે ચગદાઇ ગયા, પણ એમાં હજી સુધી ખરૂં પડયું નથી.

કુંકુમ—નદી ઉપર શ્રાવણ માસ, અધિક માસ, વગેરે મ્હોટાં મ્હોટા પર્વને દિવસે લોકનાં લૂગડાં સાચવવાં, ચાંલ્લા કરવા બેશીએ છીએ, પણ કાંઇ ત્યાં આપણે ન્હાતા નથી એટલે એ ભય નથી.

નિદ્રા—વારૂ, પણ તમને શું સ્વપ્નુ આવ્યું ?

કુંકુમ—મ્હને સ્વપ્નું આવ્યું કે ઈન્દુશેખરને ઘેરથી મળેલી બધી રકમ મધુમુખ લઇને નાશી ગયો, અને આપણને એક પાઈ પણ આપી નહિં.

**નિદ્રા**—ત્યારે તમે આજ ત્રણ ત્રણ મહિનાથી ધક્કા ખાઓ છો ને એણે હજી કાંઈ પણ આપ્યું નથી ? મ્હેં તો જાણ્યું તમે લઇને બારોબાર ક્યાંએ મૂક્યા હશે.

**કુંકુમ**—લગ્ન થતા પહેલાં જોશીને એક હજાર આપ્યા અને મ્હને પાચશે મળ્યા તે શિવાય હજી કાંઈ મળ્યું નથી; લગ્ન થયા પછી આપીશું કહ્યું પણ તેને આજ ૭ મહિના થયા પણ કાંઇ મળ્યું નથી.

**નિદ્રા**—એટલામાં ૭ મહિના થયા ! હાશ ! હાશ ! મ્હારે તો બધું ઉંઘમાં જ ગયું.

**કુંકુમ**—( જરા સ્નેહથી ) રાણી ! તમારૂં નામજ નિદ્રાવતી છે ને ?

**નિદ્રા**—( જરા ખેદથી ) રાણી કહો છો પણ ધન રાણી જેટલું કયાં છે ?

**કુંકુમ**—છે તો ઘણુંએ અને મળશે ઘણું; પણ આ મધુમુખ દગો ન કરે તો.

**નિદ્રા**—એતો કાયદો ભણેલો તે દગો કરે નહિં.

**કુંકુમ**—અરે રાણી ! કાયદા ભણેલા જ કાયદા તોડે; અને મધુમુખ કાંઈ કાચો નથી; આજ ૭ મહિનાથી વાયદા કરે છે પણ કહ્યા પ્રમાણે ઘર આગળ મળતો નથી. ઘરમાં હોય છે તોએ બહાર ગયા છે એમજ નોકર હમને તો કહી હાંકી કાઢે છે.

**નિદ્રા**—ત્યારે તમે એને ઓચિતો જઈ પકડો; એ દગો દેશે તો શું કરીશું ?

**કુંકુમ**—આંખ્ય મીંચીને ઉંઘી જઈશું

**નિદ્રા**—ત્યારે ફરીયાદી કરોને.

કુંકુમ—લાંચ રૂશ્વતની ફરીયાદીઓ થતી હશે ?

નિદ્રા—રાહુલાલને બોલાવીને પૂછો કે શુ કરવુ ? હુતો મ્હારે હવે જાઉં છું દાતણ પાણી કરૂ આજ ન્હોતરૂ આવ્યું છે કે ચૂલો સળગાવુ ?

કુંકુમ—આજ તો ભૂખ જ નથી. રાત્રે બાર વાગે ઇન્દુશેખરને ત્યાંથી જમીને આવ્યા હતા.

નિદ્રા—ઠીક ત્યારે ભૂખ લાગે ત્યારે કહેજો; મ્હારે તો અગીયારશ છે એટલે એકવાર સાંઝરે જ ખાવુ છે; હુ તો જાઉંછુ (જાયછે.)

કુંકુમ—અરે મધુમુખ ! તું મ્હને દગો દઈશ? હમે ત્રણ છીએ ને તુ એક છે. કાંઇ નહિ ચાલે તો નાતવાળાને ઉશ્કેરી ત્હારી દીકરીની વાત ઉપાડી ત્હારી પૂરી ફજેતી તો કરીશું જ ! બિચારો રાહુલાલ ! કેટલી મહેનતે કામ કરી આપ્યું અને હવે બિચારો મ્હારી પેઠે ધક્કા ખાય છે. મ્હારી તો રાણી ડાહી છે તે કાંઈ જાણતીએ નથી ને પૂછતીએ નથી; રાતના આઠ દશ કલાક ઉંઘવાનું અને બપોરના ત્રણ કલાક ઉંઘવાનુ તેમાંથી પરવારે તો પૂછે કની? બિચારી ભોળી છે, પણ જોશીની બૈરી તો વસમી છે તે રોજ એને પેલી રકમ માટે પજવે છે; ઠુંઠીયોએ ખરાબ છે તે મધુમુખની ચીડ બૈરી ઉપર કાઢે છે, તેથી રોજ ઘરમાં જગ મચે છે. નવ વાગી ગયા; જોશી આવવો જોઇએ હવે. ( રાહુલાલ તથા કૂર્મશંકર પ્રવેશ કરેછે )

આવો મહારાજ ! આવો શંકર !

કૂર્મશંકર—કહો મહારાજ ! હમે તો હવે છેક નિરાશ થઈ ગયા છીએ. આટઆટલી મહેનત કરી અને કાંઇ જ પ્રાપ્તિ નથી; આ કરતા તો મન્યુકુમારની આજ્ઞા માની હોત તો લાભ હતો.

કુંકુમ—શુ એણે કહ્યું હતું ?

**કૂર્મ**—એણે કહ્યું હતું કે વિધિ કરાવવા જવું નહિં; અને નહિં જાઓ તો તમારા દીકરાને પોલીસમાં ચાકરી અપાવીશ.

**રાહુલાલ**—અરે એતો ન કર્યું તે ઠીક જ થયું. આપણે બ્રાહ્મણને પોલીસમાં કેમ ફાવે ? ગમે તે જાતિને અડકવું પડે; મડદાંને અડકવુ પડે; અને નાત્યમાં જમવા જવાનુંએ ભાગ્યે બને. લાડુનો કડકો મ્હોંમાં નાંખ્યો હોય અને ચોરીધાંધલ થાય, કે અડધું ખાધા વગર નાસવુ પડે; એ ધંધો આપણો નહિં; આપણે તો બાપદાદાથી ચાલ્યાં આવેલાં ભિક્ષાવૃત્તિ, કર્મકાંડ જોશીપણું, વૈદપણું, ગોરપદુ એજ ફાવે.

**કૂર્મ**—પણ તેમાંએ દગા થવા માંડ્યા, જોશીમહારાજ! આપણા ભિક્ષુકો સાથે ધનવાન્ ગૃહસ્થો દગો કરવા લાગ્યા એટલે કલિયુગનું પૂર્ણ બળ સમજવુ.

**રાહુ**—હુંતો ધારૂંછું ઇન્દુશેખરેજ દગો દીધો. નહિંતો મધુમુખ દગો કરે એવો નથી.

**કુંકુમ**—ના જોશી! ઈન્દુશેખરે બધી રકમ મધુમુખને હસ્તક કરી છે. એ વિશે મ્હેં ઈન્દુશેખરના ગુમાસ્તા પાસેથી ચોપડા જોઈ ખાત્રી કરી છે.

**કૂર્મ**—ત્યારે આપણે હવે શુ કરવું ?

**રાહુ**—એની સ્ત્રીને કહીશું ? એના ઉપર સ્ત્રીનું રાજ્ય ઘણુંછે. બહાર બહુ હુંશીયારી દેખાડેછે પણ ઘરમાં ગાય જેવો છે.

**કૂર્મ**—એના ગુમાસ્તાને કાંઈ લાલચ આપીશું ?

**કુંકુમ**—જૂઓ મહારાજ, **शठं प्रति शाठ्यं कुर्यात्** અને **विषस्य विषमौषधम्** એ વેદવાક્ય પ્રમાણે કરો. એની છોકરીની વાત નાતમાં ચર્ચાયછે એવી બૂમ એને કાને જાય અને પછી આપણે આપણું કામ કાઢી લેવું ?

**કૂર્મ**—પણ તેમાં કાંઈ વટાળ ગણાશે? પરનાતીલા સાથે એ ખાયછે એ વાત સિદ્ધ થવી જોઇએ.

**રાહુ**—ત્યારે એનો છોકરો મદ્ય પીએછે એ વાત ઉપાડોને?

**કુંકુમ**—મહારાજ, એ વાત નહિં ચાલે; એતો આપણનેજ નડશે. એનો વાત જ જવા દ્યો, મદ્યનું તો નામ પણ દેવામાં પાપ છે.

**કૂર્મ**—(જરા હશીને) ખરૂં ગોર મહારાજ; એતો બધું ઠીક જ છે.

**કુંકુમ**—એની દીકરીની વાત જ ઉપાડો; મ્લેચ્છ સાથેનો ભોજનવ્યવહાર તો આપણે સિદ્ધ નહિં કરી સકીએ. પણ મ્લેચ્છના ઘરનાં પાન સોપારી એ ખાય છે એટલું સિદ્ધ થશે તો બસ; ચુનામાં પાણી આવે તે નિષિદ્ધાચાર કર્યો કહેવાય અને તે માત્ર આપણું અનુમાન છે એમ નથી. આપણે અનેકવાર એને એ મહેલ્લામાં પાન ચાવતી રસ્તે જોઇછે અને કદાચ અનુમાન કરીયે તો પણ નાત્યની રૂઢિ પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણ કરતાં અનુમાન પ્રમાણ વધારે બલવાન્ ગણાય.

**કૂર્મ**—(જરા સંભારીને) મહારાજ મ્હને યાદ આવ્યું; એનો પિત્રાઇ મરી ગયો ત્યારે એણે મૂછો ન્હોતી ઉતરાવી એ વાત ઉઘાડી છે, તે ઉપાડો.

**રાહુ**—પણ તેને તો આજ ત્રણ વરસ થઈ ગયાં. અને એ વકીલો તો ત્રણ વરસની મુદતનો કાયદો લાવશે તો!

**કૂર્મ**—નાત્યમાં વળી કાયદો શો? પણ ગોર મહારાજ! તે વખતે કોઈ બોલ્યું નહિં એ તકરાર લાવી સકશે અને ત્યાર પછી બધાએ એની સાથે સંસર્ગ રાખ્યો છે, માટે આખી નાત્યે પ્રાયશ્ચિત્ત કરવું એમ ઠરશે તો?

**કુંકુમ**—તે વખતે નાત્યના બન્ને આગેવાનોનો એક કેસ હતો તે એણે વગર ફીએ માથે લઈ તેમને જીતાડ્યા હતા; તેથી કોઇ

બોલ્યું નહિ; અને હવે એ વાત ઉપાડવી વાજબી નથી

રાહુ—નાસ ગંગા કહેવાય તે કદી અપવિત્ર થાય જ નહિં; અને તેમ છતાં પણ તે પછી શ્રાવણીઓ ત્રણ આવી ગઇ તે વખતે આપણે સર્વે પંચગવ્યાદિથી શુદ્ધ થયા છીએ.

કુંકુમ—તેમ મધુમુખ પણ થયોછે, માટે એ વાત જવાદો, અને ફજેતો જ કરવો હોયનો એની દીકરીની વાત કાઢો.

રાહુ—પણ એમા માલ નથી. આપણી આખી નાતની ફજેતી થશે; એવી વાતમાં બીજાં બધાંની વાતો નીકળે માટે આપણે એકાદ મહિનો રાહ જુઓ અને તે અરસામા બે ચાર પાંચ સાત ધક્કા એને ઘેર ખાઓ.

કુંકુમ—આપણે કાલે સાંઝરે એના ઘર આગળ બેસવું અને કોરટથી આવે કે તેજ ઘડીએ પકડવો અને વાત કરવી

રાહુ તથા કૂર્મ—હા એ ઠીક છે. આજ્ઞા મહારાજ !

(સર્વે જાયછે ).

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પર્જન્યપુર—મધુમુખરામનું ઘર.

કુંકુમશંકર—કેમ, વકીલ સાહેબ છે કે ઘરમાં ?

સિપાઇ—કોરટમાં ગયાછે. હજી આવ્યા નથી.

કુંકુમ—ભલે તો આપણે બેસો; હમણાં આવશે.

સિપાઇ—કોરટમાંથી બારોબાર ફરવા જવાના છે.

રાહુલાલ—ત્યારે તો ભાઇ ચાલો પાછા; એમનો કાંઈ નિયમ છે આવવા જવાનો ?

**કુંકુમ**—(ધીમેથી) અરે મહારાજ! તમે ઠગાશો નહિં. એણે તો સિપાઈ આદમીને કહી મૂકેલું કે આપણને દેખે એટલે આવું જ કાંઈ કહી પાછા કાઢે, આપણે લુચ્ચા સાથે લુચ્ચા જ થઈએ. (સિપાઇને) ઓ મીયાં સાહેબ! હમારે તો વકીલ કરવાનોછે હમારે કચેરીમાં કેસ છે અને કાલ્યની મુદત છે માટે કોઈ ગુમાસ્તો હોયતો બોલાવોને? (ગુમાસ્તો એકદમ બહાર આવેછે).

**ગુમાસ્તો**—કેમ ભાઈ શું છે? સાહેબ બહાર ગયા છે તમારે કાઇ કામ હોય તો કહો.

**કુંકુમ**—હમારે વકીલસાહેબની સલાહ લેવી છે; અને વકીલ કરવો છે.

**ગુમાસ્તો**—હા બેસો, આ વકીલાતનામું આપું તેના ઉપર સહીયો કરીદ્યો, પછી જ્યારે મુદત હોય ત્યારે સલાહ લેવા અને હકીકત કહેવા પાછા આવજો

**કુંકુમ**—હમારે તો કાલ્યની મુદતછે, એટલે આજજ વકીલ સાહેબને મળીને જ જઈશું

**કૂર્મ**—શંકર! આપણે પેલા મુંબાઈવાળાને ઘેર આજ સંધ્યાકાળે જમવા જવાનું છે તે વાર નહિં થાય?

**કુંકુમ**—જમવાનું ઘણુંએ મળશે; આજ નહિં તો કાલે; પણ સાહેબ પકડાવા કઠણછે.

**રાહુ**—કાશે શેનું? આજ જરા મોડા જઈશું તો બીજી પંગતે બેશીશું. (મધુમુખરામ પ્રવેશ કરેછે).

**મધુમુખ**— (જરા આશ્ચર્યથી) અહો મહારાજો! આપનાં પગલાં આજ કયાંથી? ઘણે દહાડે દર્શન થયાં.

**કુંકુમ**—આયુષ્માનૂભવ! મહારાજ હમે ઘણીવાર આપની પાસે આવી ગયા, પણ આપનાં દર્શન થતાં ન્હોતાં એટલે—

**મધુમુખ**—( ઘડીયાળ જોઇને ) સિપાઈ ! જો, ગાડીવાળાને કહે ગાડી ઉભી રાખે, મ્હારે પાછા બહાર જવું છે. (બ્રાહ્મણોને) મૂહેવો ! હું આજ જરા જરૂરના કામસર રોકાયોછું, માટે ફરી બીજીવાર પધારશો ?

**કુંકુમ**—મહારાજ ! હમે કાંઇ આપને ઘણીવાર રોકીશું નહિં. માત્ર એક જ પ્રશ્ન વિષે સલાહ લેવીછે.

**મધુમુખ**—શું કાંઇ કેસ બેસ છે ? બેસો બેસો હું જરા ચ્હા પીને આવું. આપ ચ્હા પીશો ?

**કૂર્મ**—ના મહારાજ ! અમે એ ચીના લોક અને સાહેબ લોકનો પીધેલો ચ્હા પીતા નથી.

**મધુમુખ**—ભલે તો હું જરા અંદર જઈ આવું. (જાયછે).

**રાહુ**—કુંકુમશંકર ! એ પાછો આવશે ખરો કે પાછલે દ્વારે થઇને જતો રહેશે ?

**કૂર્મ**—આવશે તો ખરો.

**કુંકુમ**—પેલી પેલા ઓરડામાં બારીએ બેઠી શીવે છે એ એની છોકરી શ્રીસુખી.

**કૂર્મ**—પેલી કે ?

**કુંકુમ**—રાહુલાલ ! જરા આમ આવી બેશ એટલે બરોબર દેખાશે.

**રાહુ**—અરે એને જોઇને શું કામ છે? આપણે આપણું માગતું મળે એટલે બસ.

**કુંકુમ**—પણ જોતો ખરો મૂર્ખા ! જીવ્યા કરતાં જોયું ભલું. કેવી સુન્દર છે.

( મધુમુખ પ્રવેશ કરે છે )

**મધુમુખ**—કોણ સુન્દર છે ?

**કુંકુમ**—આ ભીત ઉપર શકુન્તલા જન્મનું ચિત્ર છે હેમાં મેનકાની આકૃતિ કેવી સુન્દર છે એ વિષે હમે વાત કરીએ છીએ.

**મધુમુખ**—કહો મહારાજ ! શી આજ્ઞા છે ?

**કુંકુમ**—મહારાજ વિનંતી એટલી જ કે હમે આપની આજ્ઞાઓ માથે ચઢાવી, કેટલું જોખમ વેઠ્યું અને સર્વ કાર્ય સિદ્ધ કરી આપ્યું, પણ અમને હજી કાંઈ બદલો મળ્યો નહિં.

**મધુમુખ**—( જરા અચકાઇને ) જુઓ મહારાજ ! દુનિયાની રીત કેવી છે ? તમે ભિક્ષુક લોક તે અધીરા થયા અને હું ગૃહસ્થ તેથી જરા ધીરજ રાખી બેઠો છું બાકી મ્હારી અવસ્થા તમારા જેવી જ છે, મ્હેં કાંઈ ધનની આશા રાખી નથી. મ્હારે તો માત્ર ઈન્દુશેખરની પ્રીતિની જ આશા હતી પણ તેમાં પણ—

**કુંકુમ**—મહારાજ ! આપને તો સર્વ વાતે લાભ થશે; અને આપ ગૃહસ્થ છો, કમાઓ છો, એટલે ધીરજ રહે; પ્રીતિ પણ આપના ઉપર અનેક સ્ત્રી પુરૂષોની હશે; પણ હમે ગરીબ બ્રાહ્મણ, હમને આવી તરેહની પ્રાપ્તિ શિવાય બીજું કાંઈ મળે છે ? કબૂલાત પ્રમાણે જો મળ્યું હોત તો આજ છ છ મહિનાનાં વ્યાજ પણ ખાધાં હોત.

**મધુમુખ**—ભલે ત્યારે હું જઈશ ત્યારે કહીશ. પણ મ્હારૂં એ કાંઈ હવે સાંભળતો નથી. ગરજ સરી કે વૈદ વેરી એમ થયું છે. હવે તો બધી વાતમાં વિદ્યુત્પ્રસાદનું જ સાંભળે છે.

**રાહુ**—( કુંકુમશંકરને ધીમેથી ) એ તલમાં તેલ નથી હો ! ચાલો ઉઠો હવે આપણે આ પણ જશે અને પેલાના ઘરનાં રસ લેંચીએ જશે.

કુંકુમશંકર—(રાહુલાક્ષના પગે ચૂંટીયો ખણીને) બેશ ! બેશ ! જોશી !! અધીરો શું થાય છે ?

કૂર્મ—મહારાજ ! પણ હમે કાંઇ મફત કાર્ય કરાવ્યું છે ? સામાન્ય લગ્નમાં મળે તે પણ મળ્યું નથી.

મધુમુખ—મળશે; મળ્યા વગર રહેશે ? તમારૂં કાંઇ જવાનું નથી. બ્રાહ્મણને દાન દેવાનું ઘરમાં રખાય નહિં. એ ઈન્દુશેખરની ભૂલ્ય છે.

રાહુ—બ્રાહ્મણને અસંતુષ્ટ રાખવા એ અપશુકનનું ચિન્હ છે; એમાં સારૂ ફળ નહિં થાય

કુંકુમ—સારૂં ફળ થાઓ કે ખોટું થાઓ; પણ આપણને આપેલી પ્રતિજ્ઞા આમ તૂટે તો ઠીક નહિં આપણને મળવાનું મળવું જ જોઇએ; નહિ તો પછી એ તો દુર્વાસા જેવું થઇ બેસે. કોપ્યો બ્રાહ્મણ અને ભૂખ્યો બ્રાહ્મણ શુ ન કરે ? નાત્ય જાત્યમાં કીર્તિ ખોવી હશે માટે આમ સુઝે છે.

મધુમુખ—હવે હું જાઉં છું. આપ કાલે પાછા આવજો. હું એને પૂછીને જવાબ દઇશ.

કુંકુમ—પૂછવાનું કાંઈ નથી; હમે, મહારાજ ! બધું ભરમમાં કહીએ છીએ તે સમઝો જાઓ; આપને ઈન્દુશેખરે બધું આપ્યું છે. આપની પાસેથી ચૂકવી આપો; નહિં તો પરિણામ અનિષ્ટ થશે.

મધુમુખ—મહારાજ ! તમે મને ધમકી દઇને શું કામ કાઢી લેવાના છો ? તમે શુ મ્હારા ઉપર દીવાની ફોજદારી કરી સકવાના છો ? તેમ થાય તો કરી લ્યો. મ્હારી સાથે સારૂં રાખશો તો મળશે, નહિં તો પછી—

કુંકુમ—મહારાજ ! હમે તમારી સાથે સારૂં રાખવાના મ

હોઇએ તો પૂછો આ રાહુલાલને; ચાર દિવસ ઉપર ગારૂડીરામ સાથે મારામારી થતે થતે રહી ગઇ; આપના વિષે આહું અવળું બોલ્યો તેથી મ્હારે એને સારી પેઠે કહેવું પડયું.

**મધુસુખ**—શું મ્હારે માટે બોલ્યો ?

**કુંકુમ**—એ વાત કરવા જેવી નથી. હું તો માત્ર એટલું જ કહુ છું કે હમે આપના જ છીએ.

**મધુસુખ**—પણ એ ગારૂડીએ શું કહ્યું ? હું એના ઉપર ફ-રિયાદ કરૂં.

**કુંકુમ**—અરે સાહેબ ! એણે ન કહેવાનું કહ્યું છે. એમાં સાર નથી.

**મધુસુખ**—પણ મ્હારે જાણવું જોઇએ.

**કૂર્મ**—આપના ઘરમાંની રીતભાત વિષે ગમે તેમ બોલ્યો.

**રાહુ**—છેવટે કહે નાત્ય મળી તેના વિશે તજવીજ થવી જોઇશે.

**કુંકુમ**—તેથી હું ક્રોધે ભરાયો અને લઢયો.

**મધુસુખ**—ભલે તેથી કાંઈ થવાનું નથી.

**કુંકુમ**—એ શું કરી સકે ? ત્યારે સાહેબ ! હમને હવે શું કહો છો ?

**મધુસુખ**—તમે બે ત્રણ દિવસ પછી આવજો; હું તેડવા મોકલીશ. તે દરમીયાન હું ઈન્દુશેખરને મળીને બધું નક્કી કરી લેઇશ.

**કુંકુમ**—ઠીક, જેમ આજ્ઞા. (ત્રણે જણ જાય છે. )

**મધુસુખ**—હવે છૂટકો નથી. હવે કાલે બધી રકમ બેંક-માંથી ઉપાડું છ મહિના વ્યાજ ખાધું એટલું જ બસ; નહિં તો વ-ધારે લોભ કરવા જતાં કદાચ આ બ્રાહ્મણાઓ નાહક મુશીબતમાં લાવી મૂકશે; મ્હારે માથે સુધારાવાળા બધા શત્રૂ છે, અને તેમાં

જો નાત્યવાળા ઉપડે તો એ મળી મ્હને ફજેત કર્યા વગર રહે નહિં. માટે બે ત્રણ દિવસમાં આ બ્રાહ્મણોઓને અને પેલા ઝ્હેરીયા વિદ્યુત્પ્રસાદને ડામ દઇ છૂટકો કરવો. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્જન્યપુર—મધુમુખરામનું ઘર.

વિદ્યુત્પ્રસાદ—કેમ સાહેબ ! મ્હને કેમ તેડાવ્યો છે ?

મધુમુખ—આવો પ્રસાદ, બેસો. હવે આપણે બધું નક્કી કરી નાંખવું જોઇએ.

વિદ્યુત્પ્રસાદ—હા, પણ મ્હારી સ્ત્રી માંદી છે એટલે હાલ કાંઈ મોકલી સકાય નહિં; હવે લગ્ન થઈ ગયું, હવે ઉતાવળ શી છે; જરા એની માને ઠીક થશે એટલે છોકરી સાસરે જશે

મધુમુખ—હું તે વાત નથી કરતો; હુ તો હિસાબની વાત કરૂં છું.

વિદ્યુત્પ્રસાદ—ઠીક તમે કહો ત્યારે.

મધુમુખ—ઇન્દુશેખરના કહ્યા પ્રમાણે મ્હારે તમારો હિસ્સો આપવો જોઇએ:

વિદ્યુત્પ્રસાદ—મ્હે એ કિસ્સો વાંચ્યો છે; પેલા રવિનન્દને આ લગ્ન બાબત લખ્યો છે તે કની ? વાંચીને ક્રોધ ચઢે એવું છે તેથી મ્હેં તો ફાડી નાંખ્યો ને વળી તમે મ્હને પાછો તેનો તે આપવા ક્યાં નીકળ્યા !

મધુમુખ—ના ના, હુ તો તમારા ભાગની વાત કરૂં છું.

વિદ્યુત્પ્રસાદ—મ્હારે ગરીબને વળી ભાગ કેવો ને વાત શી ?

મધુમુખ—( જરા અચકાઇને ) અરે જરા પાસે આવીને બેસો. હું કહું છું તમને જે રકમ આપવાની છે તે લેશો કે નહિ ?

વિદ્યુત્પ્રસાદ—જેમ તમે કહો તેમ કરૂં મ્હારે તો તમારો આધાર છે. ઈન્દુશેખરરાયજી અને આપ બે જણુ મ્હને તારનાર છો.

મધુમુખ—ત્યારે તમારી રકમ લ્યો અને મ્હને પ્હોંચ આપો.

વિદ્યુત્પ્રસાદ—મ્હારે ઘેર કોચ બોચ નથી.

મધુમુખ—( સ્વગત ) અરે બ્હેરખાં ! ત્હારી બૈરીની શી અવસ્થા થતી હશે ! પણ એને મહાવરો પડી ગયો હશે. ( ચાસન ) હું કહું છું પાવતી લખી આપો.

વિદ્યુત્—પાવલી શેની ?

મધુમુખ—( ઘાંટો પાડી ) પાવલી નહિં. રકમ પ્હોંચી છે એમ લખી આપો.

વિદ્યુત્—તમે લખો હું સહી કરી આપું.

મધુમુખ—પણ એવડી મ્હોટી રકમ ક્યાં જમે કરાવશો ?

વિદ્યુત્—જમ્યા પછી આવું ?

મધુમુખ—ના ના; હું કહું છું એ રકમનું શી રીતે વ્યાજ ખાશો?

વિદ્યુત્—મ્હને પ્યાજ ભાવતાં નથી.

મધુમુખ—( હશી પડીને ) પ્રસાદ ! તમે બરોબર સાંભળો, પાસે આવો.

વિદ્યુત્—સાહેબ ! આ શીયાળે ટાઢય ઘણી પડી ત્યારથી મ્હને જરા કાનનો વ્યાધિ વધ્યો છે નોકરી છોડવી પડી તેવામાં સખત પીડા હતી, તે વળી ઈન્દીવર દાક્તરના ઓસડથી નરમ પડયું હતું હાલ પાછું દરદ ઉપડયું છે, માટે આપ જરા મ્હોટે અવાજે બોલજો.

મધુમુખ—( મ્હોટેથી ) અંદરના ઓરડામાં ચાલો. (સ્વગત) મ્હોટેથી બોલી રસ્તે જતા લોકને સંભળાવવાનું છે, કેમ બ્હેરખાં ! ત્હારી અક્કલ મારી ગઈ છે તે બુદ્ધાને--

વિદ્યુત્—ચાલો ત્યારે (બન્ને અંદરના ખંડમાં જાય છે.)

મધુમુખ—લ્યો ગણી લ્યો.

વિદ્યુત્--( ગણે છે. )

મધુમુખ--(સ્વગત) આવડી મ્હોટી રકમ આ બ્હેરખાં-ક્યાં મૂકશે ? કોઈ પણ ઉપાયે આપણે જ એ રકમ રાખવી. બ્હેરીયાની અક્કલ પણ બ્હેરી થઇ ગઈ છે, એટલે સમજાવતાં વાર નહિં લાગે.

વિદ્યુત્—થઈ ગયા.

મધુમુખ—પ્રસાદ ! હુ પૂછુંછું રકમનું શું કરશો ?

વિદ્યુત્—વ્યાજે મૂકીશું.

મધુમુખ—ક્યાં ?

વિદ્યુત્—શૅરો લઇશું મુંબાઈના કે પછી બીજે કહીંના; નહિં તો કોઈ બૅંકોમાં મૂકીશું

મધુમુખ—મ્હારી સલાહ માનો તો હાલ શૅરો લેવાનો વખત નથી; મુંબાઈની મરકીને લીધે ત્યાંની મિલોનું શું થશે તે કહેવાય નહિં; અને ત્યાં નુકસાન થાય તો બીજાં ગામોની મિલોના ભાવ વધી જાય; માટે તેવા વખતમાં શૅરો લેવા એ જોખમ ભરેલું છે. બૅંકો પણ મુંબાઇમાં જ છે, તેનું પણ શુ થશે તે કહેવાતું નથી તેથી એ બેમાંથી એક પણ કરશો તો હતા એવા થઇને રહેશો.

વિદ્યુત્—ત્યારે તમે કહો તેમ કરીયે. આપણે કાંઈ એવા ધંધા કર્યા નથી. નોકરી કરતા ત્યારે પગાર આવતો તે ખાતા, અને ત્યારપછી અરજીયો વગેરે લખી ખાતા.

**મધુમુખ**—એ રકમ તમે મ્હારે ત્યાં જ રાખો, હું તમને વ્યાજ આપીશ.

**વિદ્યુત્**—શું વ્યાજ આપશો ? આઠ આના ?

**મધુમુખ**—હાલના વખતમાં એટલું બધું વ્યાજ કેમ અપાય ? સરકારી લોનોનું વ્યાજ ત્રણ ટકા થઈ ગયું; મરકી અને દુકાળને લીધે નાણાંની ભીડ થઇ ગઇ; તેવા વખ્તમાં આઠ આના તો શું પણ ચાર આના પણ તમને કોણ આપવાનું છે ? ત્રણ આના મળશે માટે મરજી હોય તો મૂકી જાઓ.

**વિદ્યુત્**—એ તો બહુ થોડું; ચાર આના આપશો ?

**મધુમુખ**—( સ્વગત ) ઘણું ખેંચવામાં માલ નથી ( ચાસ્ત્ર ) ઠીક મૂકી જાઓ.

**વિદ્યુત્**—જરૂરનું જે લખાણ કરવાનું હોય તે કરો એટલે હું જાઉ.

( મધુસુખ દસ્તાવેજો લખાવી લાવે છે તે ઉપર વિદ્યુત્પ્રસાદ સહી કરીને જાય છે. )

**મધુમુખ**—ચાલો પીડા પતી જો સુરચંદ ! આ રકમ બધી આપી આવ્ય પેલો આજ સવારે આવ્યો હતો તેને; બાર આના વ્યાજ આપવાને એ કંબૂલ છે, માટે તુરત આપી ખાતું પડાવી આવ્ય; એટલે આપણે આઠ આના લેખે પડશે; અને સિપાઇને કહે પેલા બ્રાહ્મણોઓને તેડી લાવે. ( ગુમાસ્તો જાય છે. ) હવે એમને બોલાવવાની હરકત નથી. પેલો ગોર લુચ્ચો છે એ કાંઈ આમ સમઝશે નહિં, અને તેને લીધે પેલા બીજા બે પણ આપણા હાથમાં નહિં રહે, ત્રણેને જૂદા જૂદા બોલાવું ? પણ એ બન્ને પેલાને પૂછ્યા વગર પગલું નહિં ભરે, માટે એમને માટેતો બીજી જ યુક્તિ કરવી.

(કુંકુમશંકર, રાહુલાલ, અને કૂર્મશકર પ્રવેશ કરેછે.)

પધારો મહારાજ ! પધારો, બેસો આમ પાથરેલા ઉપર.

**કુંકુમ**—શી આજ્ઞા છે મહારાજ !

**મધુમુખ**—મ્હેં આપને વચન આપ્યા પ્રમાણે આજ તેડાવ્યાછે.

**કૂર્મ**—આપ ગોબ્રાહ્મણપ્રતિપાલ છો, આપને હમારી દયા હોય જ

**રાહુલાલ**—આપનુ વચન કદી તૂટે જ નહિં.

**કુંકુમ**—બ્રાહ્મણને આપેલી પ્રતિજ્ઞા તોડાય જ કેમ ?

**મધુમુખ**—ઈન્દુશેખરને પૂછીને નક્કી કર્યું છે; તમને જે આપવાનું છે તે લઈ લ્યો, અને પ્હોચો લખી આપો.

**કુંકુમ**—મહારાજ ! હમારે બ્રાહ્મણોને વળી પ્હોંચો લખવી કેવી?

**કૂર્મ**—એ તો વણિક્‌નો ધર્મ છે.

**મધુમુખ**—મહારાજ, દ્રવ્ય લેવું એ પણ વણિક્‌નો ધર્મ છે તો તે પણ ન કરશો.

**કુંકુમ**—મહારાજ, હમે તો માત્ર હમારા નિયમાનુસાર લગ્ન પ્રસંગે જે કરીયે છીયે તે નિમિત્ત જ લેવાનું છે તે લઇએ છીએ. ઇન્દુશેખર ધનવાન ગૃહસ્થ તેથી કાંઈ વધારે આશા રાખીએ, બાકી ક્રિયાકર્મ નિમિત્ત લેવુ એતો બ્રાહ્મણનો ધર્મ છે હમારે બીજો કાંઈ ઉદ્યોગ છે ?

**મધુમુખ**—પણ પ્હોંચ આપ્યા વગર મ્હારાથી અપાય કેમ ?

**રાહુ**—હમે, મહારાજ, રકમ લઇને ના કહીશું કે નથી મળી ?

**કૂર્મ**—હમે કોઇને પણ પ્હોંચ આપતા જ નથી. વર્ષ પરંપરાથી આવાં કર્મ કરીયે છીએ પણ પ્હોંચ આપતા નથી.

**મધુમુખ**—પણ મ્હારી ગાંઠનું આપવાનું હોય તો હું ત-

મારા વિશ્વાસ ઉપર રહી પ્હોંચ વગર આપું. પણ મ્હારે તો ઈન્દુ-શેખરને જવાબ દેવાનો છે એ તમે જાણો છો.

**કુંકુમ**—હમે, મહારાજ! આપની રૂબરૂ ઈન્દુશેખરને કહીયે કે હમને અમૂક અમૂક રકમ મળી ચૂકી છે.

**મધુમુખ**—(જરા ગભરાઇને) ના, ના! એવું કાંઈ કરવાની જરૂર નથી. ઈન્દુશેખરને મ્હારા ઉપર અને તમારા ઉપર વિશ્વાસ છે. એટલે તેમ કરવાની જરૂર નથી પણ આ રકમો મ્હોટી છે, એટલે રીતસર પ્હોંચ આપવી પડશે, નહિં તો મ્હારાથી તમને એક પાઇ પણ અપાય નહિં.

**કુંકુમ**—ભલે, મહારાજ! જેમ આજ્ઞા.

(ત્રણે જણ પોતપોતાની રકમો લઈ પ્હોંચ લખી આપે છે.)

**કુંકુમ**—મહારાજ! અમે આજ્ઞા લઇએ છીએ.

**મધુમુખ**—કેમ કામ થયું એટલે બસ એકદમ ન્હાસવું જ! બેસો, જરા બેસો.

**કૂર્મ**—હું, મહારાજ, આજ્ઞા લઉં છું; મ્હારે એક બ્રાહ્મણને ઘેર મૃત્યુંજયના જપ કરવા જવાનું છે.

**મધુમુખ**—બેસો જરા; ઉતાવળ્ય શી છે? ગોર મહારાજ! આ વર્ષે તમારે ઠીક પ્રાપ્તિ થઈ હો! રકમ વ્યાજે ક્યાં મૂકશો?

**કૂર્મ**—મહારાજ! વ્યાજ ખાવું એ વણિકનો ધર્મ છે.

**કુંકુમ**—અરે મહારાજ! વ્યાજ કેવું? આ મોંઘવારીના દિ-વસમાં આ રકમ કાંઈ જણાવાની છે? કાંઇ દાણોદૂણી લઈશું, જરા ઘરમાં પણ પડ્યું કર્યું સમરાવીશું, ઘણાં વર્ષથી ઘર એવાંને એવાં છે; બાકી રહેશે તો બૈરાં છોકરાં ઘરેણાં લૂગડામાં ખરચી નાંખશે. ધનવાન્ ગૃહસ્થોનું જોઈ હમારા ભિક્ષુકોની સ્ત્રીઓ પણ લૂગડાંલ-ત્તાંમાં બહુ પૈસા ખરચતી થઈ છે.

રાહુ—અને વળી હમારે ગરીબને તો કોઇને ત્યાંથી કરજે રકમ કાઢી હોય ત્યાં પણ ભરવી પડે, હમારે વ્યાજ ખાવા જેટલી રકમ ભેગી થાય જ કયારે !

મધુસુખ—( સ્વગત ) બ્રાહ્મણો ઢગે એવા નથી. એમને જેટલા ખખેર્યા છે એટલામાં જ બસ. કેમ ગોર મહારાજ ! હવે વિદ્યુત્પ્રસાદને કહી છોકરીને સાસરે મોકલે તેમ કરો.

કુંકુમ—હા મહારાજ ! પણ હાલ એની સ્ત્રીને મંદવાડ ચાલે છે

મધુસુખ—પણ તે હાલ ન્હાની છોકરી સાસરે કાંઈ જવાની નથી; માટે મ્હોટીને મોકલે તેમ કરો, કેમકે આપણે હવે જે કાર્ય માથે લીધુ તે બરોબર પાર ઉતારવુ જોઇએ.

કુંકુમ—હા મહારાજ !, આપણું કર્તવ્ય છે, અને આપણે માથે જ બધું છે; જેમ બનશે તેમ તાકીદ કરવાનું કહીશ. હવે અમે આજ્ઞા લઇએ છીએ. ( ત્રણે જાય છે. )

મધુસુખ—ચાલો એ પણ પત્યા. વિદ્યુત્પ્રસાદ ભલો માણસ ખરો. આ બ્રાહ્મણો ઠગાયા નહિં. પણ એમની દરેકની રકમમાંથી જેટલા રાખ્યા છે એટલાથી જ સતોષ માનીશું લુચ્ચો ગોર ! ઈન્દુશેખરની રૂબરૂ મ્હને લઈ જઈ ખરી રકમ કેટલી તે કહાવવું હતું. ગોર મહારાજ ! ત્હારા જેવા સત્તર બ્રાહ્મણોને મ્હેં ધોઈ પીધા છે. ત્હારાથી હુ ઠગાઉં ? ચાલો હવે એ બધી રકમમાથી કાંઇ ધર્માદા આપીએ; નહિં તો કદાચ આવડી મ્હોટી રકમ જચે નહિં. પણ ધર્માદા કેટલી આપવી ? કયાં આપવી ? આ બ્રાહ્મણોને આપ્યું એ ધર્માદા કહેવાય કે નહિં ? કાંઈ પર્વને દિવસે બ્રાહ્મણોને જમાડીશું એટલે બસ. હવે વિદ્યુત્પ્રસાદ છોકરીને સાસરે મોકલે એટલે ઇન્દુશે-

ખરને ધીરજ આવે; અને આપણે પણ—ઈન્દુશેખરે મ્હારે માટે જે કર્યું છે તેટલું બીજા કોઇને માટે નથી કર્યું એટલે આપણને વિશેષ લાભ—એણે આપેલી અને આ બધી રકમ લઈ મુંબાઇ જઈ વેપાર કરીશુ ? પણ હાલ કાંઈ જવું વાજબી નથી. જવાશે વળી; તાકીદ કાંઇ નથી. હાલ તો મારો ધંધો ધમધોકાર ચાલે છે ( ઘડીઆળ જોઇને ) અહો દશ વાગી ગયા ! ચાલો કોર્ટમાં જવાનો વખત થઈ ગયો. ઇન્દુશેખરને ઘેર હવે તો સાંઝરે જવાશે (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પર્જન્યપુર—અનિલચંદ્રનું ઘર.

**નલિની**—તમે આ વિદ્યુત્પ્રસાદને કહો કે આપણી વહુને મોકલે. એની બ્હેન સાસરે જાય છે, અને એને શા માટે નથી મોકલતો ?

**અનિલચંદ્ર**—એની બ્હેનને તેર વર્ષ થયાં છે અને એને હજી અગીયાર થયાં છે.

**નલિની**—પરણી ત્યારે બારની હતી અને હવે અગીયાર કેમ ?

**અનિલ**—પરણી ત્યારે અગીયાર વર્ષ પૂરાં થયાં હતાં.

**નલિની**—પરણ્યે પણ બાર મહીના થવા આવ્યા એટલે હવે બારની જ કહેવાય.

**અનિલ**—પણ બારની હોય તો પણ સાસરે રહેવા જેવડી ના કહેવાય

**નલિની**—પેલા દુર્મુખપ્રસાદના છોકરાની વહુ દસની હતી ત્યારથી સાસરે રહેતી થઈ છે, અને તમને બારની પણ ન્હાની

લાગે છે ? અદ્રિલતા કેમ સાસરે જાય છે ? તેમ એની બ્હેન પણ જાય.' એ તો વળી એની મા માંદી હતી, તેથી આટલા દહાડા થઈ ગયા, નહિં તો વળી આવડી મ્હોટી મા જેવડી થઇને પરણે તે તો તે જ દહાડેથી સાસરે રહે.

**અનિલ**—બીજ વરને પરણી તેથી વ્હેલી સાસરે રહી. આપણો કિશોર હજી બાળક છે.

**નલિની**—પણ મ્હારે તો મ્હારા ઘરના કામકાજમાં મદદ લાગે માટે હું તો કહુ છું. મ્હારે શરીરે સારૂ રહેતુ નથી તે જાણી મ્હોટી કન્યા લીધી તો પણ મ્હારે તો વૈતરાં એના એ રહ્યાં. લગ્ન થયે બાર મહિના થવા આવ્યા તેમા ચાર દહાડા જમવા તેડી ત્યારે જમવા વખત વહુ આવી બાકી મ્હારે તો હાથ પગ તોડવાના જ રહ્યા.

**અનિલ**—અદ્રિલતા એને સાસરે રહે અને મા માંદી રહે ત્યારે શશિરેખા તેની મદદમાં રહી તેની સારવાર કરે કે આપણે ઘેર આવી નકામી પડી રહે ?

**નલિની**—મ્હને મદદ કરનાર કોઈ ના જોઇએ કેમ ? હું તો વૈતરૂં કરવા જ જન્મી હોઇશ ? એની મા તો કાંઇએ માંદી નથી. છોકરીઓને સાસરે મોકલવી પડે માટે જૂઠા ઢોંગ કરી ખાટલે સૂતી છે; પણ સૂતે સૂતે શીરાપૂરી કરીને ખાય છે આજ સુધી તો ખીચડીને શાક પણ પૂરાં મળતાં નહિં. હવે વળી ઇન્દુશેખર સાથે સંબંધ કર્યો એટલે શીરાપૂરી ઉડાવે છે. રોજ ચાર વાગે ઉઠી દળણાં દળી દળીને મ્હોટી થઇ તે હવે વળી ખાટલે લાંબી થઈ સૂતી છે.

**અનિલ**—બિચારી દળણાં દળી દળીનેજ માંદી થઇ છે.

**નલિની**—મ્હારા કરતાં તમને એની દયા વધારે હોયતો—

( કિશોરચંદ્ર પ્રવેશ કરે છે. )

ખરને ધીરજ આવે; અને આપણે પણ—ઇન્દુશેખરે મ્હારે માટે જે કર્યું છે તેટલું બીજા કોઇને માટે નથી કર્યું એટલે આપણને વિશેષ લાભ—એણે આપેલી અને આ બધી રકમ લઈ મુંબાઇ જઈ વેપાર કરીશું ? પણ હાલ કાંઈ જીવું વાજબી નથી. જવાશે વળી; તાકીદ કાંઇ નથી. હાલ તો મારો ધંધો ધમધોકાર ચાલે છે ( ઘડીઆળ જોઇને ) અહો દશ વાગી ગયા ! ચાલો કોર્ટમાં જવાનો વખત થઈ ગયો. ઇન્દુશેખરને ઘેર હવે તો સાંઝરે જવાશે (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પર્જન્યપુર—અનિલચંદ્રનું ઘર.

**નલિની**—તમે આ વિદ્યુત્પ્રસાદને કહો કે આપણી વહુને મોકલે. એની બ્હેન સાસરે જાય છે, અને એને શા માટે નથી મોકલતો ?

**અનિલચંદ્ર**—એની બ્હેનને તેર વર્ષ થયાં છે અને એને હજી અગીયાર થયાં છે.

**નલિની**—પરણી ત્યારે બારની હતી અને હવે અગીયાર કેમ ?

**અનિલ**—પરણી ત્યારે અગીયાર વર્ષ પૂરાં થયાં હતાં.

**નલિની**—પરણ્યે પણ બાર મહીના થવા આવ્યા એટલે હવે બારની જ કહેવાય.

**અનિલ**—પણ બારની હોય તો પણ સાસરે રહેવા જેવડી ના કહેવાય

**નલિની**—પેલા દુર્મુખપ્રસાદના છોકરાની વહુ દસની હતી ત્યારથી સાસરે રહેતી થઈ છે, અને તમને બારની પણ ન્હાની

**અનિલ**—અભ્રસુન્દરીને જરા ઠીક થવા માંડયું છે. આઠેક દિવસમાં કાંઇક વધારે ઠીક થશે એટલે આપણે કહી સકીશું હાલ કહીયે તો ઠીક ના જણાય.

**નલિની**—ઠીક, ત્યારે એમ; પણ જેમ બને તેમ જલદી હવે તો વહુને તેડાવો. મ્હારાથી વૈતરૂં થતું નથી અને હવેતો વહુને ઘરમાં ફરતી હરતી કામકાજ કરતી જોવાને મ્હારૂં મન બહુ અધીરૂં થઇ ગયું છે મ્હારૂ શરીર સાજું રહેતું હોય તો કાંઇ નહિં પણ મ્હને તો ઘડીનો ભરૂસો નથી. રાતે સુઉંછું ત્યારે એમ થાયછે કે સવારે ઉઠીશ કે નહિ, અને સવારે ઉઠુછું ત્યારે થાય છે કે રાત્ય પડશે કે નહિં; તેથી વહુને તેડાવો તેડાવો કરૂંછું અને તમારે મન તો હિસાબમાં નથી જેમ ઠીક લાગે તેમ કરો મ્હારી દયા હોયનો તેડાવો. હું તો મ્હારે આજ છું ને કાલ નથી. તમારે બધુ વેઠવાનું છે. અલ્યા કિશોર ! જોને ઉપર આવી આ પાણીનો લોટો મ્હને આપ્યને.

**કિશોરચંદ્ર**—(ઉપર આવીને પાણી આપતાં) માંકડામાંકડી સાથે રીંછ પણ હતું

**અનિલ**—જા તુ હવે. નિશાળે જવું નથી ?

**કિશોરચંદ્ર**—(જાયછે).

**નલિની**—ચાલો હું પણ હવે બે ઘડી સૂઇ રહું. પછી ત્રણ વાગે વળી અભ્રસુન્દરીને જોવા જવું છે તે જરા વહેલાં ઉઠવું પડશે. (સર્વે જાયછે).

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયનું ઘર.

**ઇન્દુશેખરરાય**—આવો મધુમુખરામ ! કેમ તમે તો પાંચ છ દીવસથી જણાયા નુહોતા ?

**કિશોરચંદ્ર**—બા બા! બ્હાર માંકડાંમાંકડી રમાડનાર આવ્યો છે તે રમાડીયે?

**અનિલ**—ઇન્દુશેખરના ઘર આગળ એ રમત થવી જોઈએ.

**નલિની**—ભાઇ! તું હવે એવી રમતો કરાવે એવડો છે? હવે પરણ્યો, કાલે સવારે ઘેર વહુ આવશે, અને વળી થોડા દિવસમાં બાપ થઇશ. તોએ આમ રમીશ?

**કિશોર**—બા, તું મ્હારી મશ્કરી ના કર. (જાયછે.)

**અનિલ**—તું એને આજથી, વહુ આવશે, છોકરો થશે, એવી વાત ના કરીશ

**નલિની**—ના કેમ કરીયે? મ્હને તો બહુ હોંશ થાય છે કે વહુ ક્યારે આવે અને ક્યારે હું એનો છોકરો ખોળામાં લઈ રમાડું. મ્હારૂં શરીર માંદુ સાજું રહે તેથી મ્હને ભરૂંસો નથી પડતો કે હું ત્યાં સુધી જીવતી હોઈશ ખરી?

**અનિલ**—શામાટે ન હોય?

**નલિની**—જૂઓને મ્હારૂં શરીર કેટલું ઘસાઈ ગયું! આ કબજા મ્હેં કિશોરના લગ્નમાં કરાવ્યા હતા તે હમણાં કેટલા મ્હોટા પડે છે! અને ખવાયછે પણ ક્યાં પૂરૂં? પ્હેલાં હું બાર રોટલી ખાતી તે હવે સાત આઠમાં તો પેટ ફુલીને દડા જેવું થાય છે.

**અનિલ**—કસરત વગર સ્ત્રીઓનાં શરીર ખરાબ થાય છે.

**નલિની**—કરસત તો આખો દહાડો ઘરનું વૈતરૂં કરૂંછું તે કસરતજ છે ને! કહોતો આ નોકર અને પાડોશણ મદદ કરેછે તે બંધ કરૂં; એટલે તમે રાજી થાઓ. તમારે કરવું પડતું હોય તો મ્હારા જેટલુંએ ન થાય. અને હવે તો મ્હારૂં શરીર ચાલતુ નથી; માટે જ રોજ તમને કહુછું કે શશિરેખાને તેડાવો કે મ્હારૂં વૈતરૂં તો કાંઇક ઓછું થાય.

**અનિલ**—અભ્રસુન્દરીને જરા ઠીક થવા માંડયું છે. આઠેક દિવસમાં કાંઇક વધારે ઠીક થશે એટલે આપણે કહી સકીશું હાલ કહીયે તો ઠીક ના જણાય.

**નલિની**—ઠીક, ત્યારે એમ. પણ જેમ બને તેમ જલદી હવે તો વહુને તેડાવો. મ્હારાથી વૈતરૂં થતું નથી અને હવેતો વહુને ઘરમાં ફરતી હરતી કામકાજ કરતી જોવાને મ્હારૂં મન બહુ અધીરૂં થઇ ગયું છે મ્હારૂ શરીર સાજું રહેતું હોય તો કાંઇ નહિં પણ મ્હને તો ઘડીનો ભરૂસો નથી. રાતે સુઉંછું ત્યારે એમ થાયછે કે સવારે ઉઠીશ કે નહિ, અને સવારે ઉઠુછું ત્યારે થાય છે કે રાત્ય પડશે કે નહિં; તેથી વહુને તેડાવો તેડાવો કરૂંછું અને તમારે મન તો હિસાબમાં નથી જેમ ઠીક લાગે તેમ કરો મ્હારો દયા હોયતો તેડાવો. હું તો મ્હારે આજ છું ને કાલ નથી. તમારે બધુ વેઠવાનું છે. અલ્યા કિશોર ! જોને ઉપર આવી આ પાણીનો લોટો મ્હને આપ્યને.

**કિશોરચંદ્ર**—(ઉપર આવીને પાણી આપતાં) માંકડામાંકડી સાથે રીછ પણ હતું.

**અનિલ**—જા તું હવે. નિશાળે જવું નથી ?

**કિશોરચંદ્ર**—(જાયછે).

**નલિની**—ચાલો હું પણ હવે બે ઘડી સૂઈ રહું. પછી ત્રણ વાગે વળી અભ્રસુન્દરીને જોવા જવું છે તે જરા વહેલાં ઉઠવું પડશે. (સર્વે જાયછે).

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયનું ઘર.

**ઇન્દુશેખરરાય**—આવો મધુમુખરામ ! કેમ તમે તો પાંચ છ દીવસથી જણાયા નુહોતા ?

**મધુમુખરામ**—સાહેબ ! હું ત્રણ ચાર વાર આવી ગયો, આપ ઘરમાં મ્હોતા. કલાક કલાક વાટય જોઇ પણ આપ આવ્યા નહોતા એટલે હું ચાલ્યો જતો. ઘરમાં એકલા બેશી કયાં સુધી વાટચ જોવી ?

**ઇન્દુશેખર**—એકલા શામાટે બેસવું. હવે કાંઇ તમને કોઇ આવકાર દેનાર નથી એમ નથી. જ્યારે ખુશી પડે ત્યારે તમે આવો જાઓ; તમારૂંજ ઘરછે; જૂદાઇ સમઝશો તો તમારી ભૂલ્ય છે. ઘરમાં મ્હેં કહી રાખ્યું છે. તમારો મલાઝો હોય નહિં.

**મધુમુખ**—પણ સાહેબ ! મ્હારે તો અદબથી રહેવું. આજથી ૭ મહિના ઉપર આદ્રિલતાને છોકરી સમઝી બોલાવતા અને હવે સંબધ કર્યો એટલે જૂદી વાત. એના બાપના ઘરમાં બોલાવાય, પણ અંહીં બોલાવીએ તો એજ શરમાય.

**ઇન્દુશેખર**—તમારી શરમ રખાય જ નહિં તમે મ્હારા ન્હાના ભાઈ જેવા છો, અને મ્હને શરમનો રિવાજ હવે પસંદ પડતો નથી; તેમ અનુકૂળ પણ નથી. મ્હારા ઘરમાં કોઈ બીજું હોયતો જૂદી વાત, પરંતુ એકજ જણ એટલે—

**મધુમુખ**—હા સાહેબ ! બધામાં એજ છે; બીજું કોણ છે ? પરમેશ્વર દયા કરશે તો બધું ઘર ભરાઈ જશે.

**ઇન્દુશેખર**—( નિશ્વાસ નાંખી) તે તો પ્રભુની મરજી. આપણે તો આશા રાખીએ, પ્રયત્ન કરીએ, પણ બધુ અદષ્ટાધીન છે. વારૂ ! પેલો નવો વૈદ્ય આવ્યોછે, અજમેરનો બ્રાહ્મણ છે, એનું નામ ધનહરશંકર છે, તે કેવો છે ?

**મધુમુખ**—ઘણો હુંશીયાર છે. હું એને આજ સાત વર્ષથી ઓળખું છું ઘણાં ઘણાં સખત દર્દ મટાડે છે, અને બધી વાતે કુશળ છે.

**ઈન્દુશેખર**—ઠીક ત્યારે એને બોલાવીશું, ફુરસદ મળશે ત્યારે. હમણાં તો મ્હને જરા પણ અવકાશ મળતો નથી. બિચારાં વિદ્યુત્‌પ્રસાદનાં વહુ માંદાં છે, તેથી સવાર સાંઝ બેવાર જવું પડેછે. આજ બે ત્રણ દિવસથી જરા ઠીક ચાલે છે.

**મધુમુખ**—સાહેબ, નવાં સાસુજીની સેવા તો કરવી જ પડશે.

**ઈન્દુશેખર**—(જરા હશીને) એ વૈદ્યને તેડાવીએ કાલે એમને માટે પણ—

**મધુમુખ**—સાહેબ હવે તો બાઈ સાહેબ બરોબર રહે છે ખરાંકની ?

**ઈન્દુશેખર**—હાલ તો એમનાં મા માંદાં છે એટલે જરા અનિયમિત ચાલે છે પણ હજી એનું મન બરોબર અહીં લાગતું નથી, અને હમેશ ચિંતાગ્રસ્ત રહે છે; કાંઈ પણ ઉપાયે એનું મન પ્રફુલ્લ રહે એવું કરવું જોઇએ

**મધુમુખ**—મ્હારો મત છે કે એમને વાંચવા લખવાનો શૉક છે, માટે તેમાં જ તેમને ઉત્તેજન આપવું. એકાદ સારી શિક્ષક ખોળી કાઢી એમને ભણાવે એમ કરો.

**ઈન્દુશેખર**—પણ સ્ત્રીઓને ભણાવવા વિરૂદ્ધ તમે મ્હને સલાહ આપી લગ્ન પહેલાં તમે એને નિશાળેથી ઉઠાડી લેવડાવી અને—

**મધુમુખ**—હા સાહેબ ! હું સ્ત્રીકેળવણીનો વિરૂદ્ધ નથી હું તો હાલ કન્યાશાળાઓમાં ચાલતી પદ્ધતિ વિરૂદ્ધ છું અને તે વખતમાં એમને નિશાળે ન મોકલવાનાં કેટલાક બીજાં ખાસ કારણો હતાં એ આપ જાણો છો. બાકી ઘેર સારી સ્ત્રીશિક્ષકને હાથે કેળવણી આપવાને કાંઈ હરકત નથી.

**ઈન્દુશેખર**—મ્હને પણ એ વિચાર આવ્યો હતો પરંતુ તમે વિરૂદ્ધ પડશો એમ ધારી બોલ્યો નહિં; બાકી મારા ઘરમા પીયાનો

છે તે પણ નકામો પડી રહ્યો છે તેનો પણ એ ઉપયોગ કરી સકે એમ છે, એનો કંઠ બહુ મધુર છે. હું પરમદહાડે એકાએક અભ્રસુન્દરીને જોવા ગયો હતો તે વખતે રસ્તામાંથી એનો કંઠસ્વર સાંભળ્યો. એની માને કાંઈ ગીત સંભળાવતી હતી. એ ઉપાય કર્યાથી પણ એનું મન કાંઈક વળશે એમ લાગે છે. પીયાનો શીખવનાર એક મડમ, અને બીજું શીખવનાર એક સ્ત્રી એમ બે ખોળી કાઢો.

**મધુમુખ**—મડમ જ બધું શીખવશે

**ઈન્દુશેખર**—મ્હારે ઇંગ્રેજી તો નથી શીખવવુ ઇંગ્રેજી શીખ્યાથી બેપરવા થઈ જાય એમ ભય છે.

**મધુમુખ**—( સ્વગત ) અને ડોસાંને ગાંઠે પણ નહિ. (ચારાન) તો પીયાનો મડમ શીખવે; અને બીજું શીખવવાનું શું ?

**ઈન્દુશેખર**—ગુર્જરાતી તો બધું આવડે છે. સંસ્કૃત શીખવનાર કોઇ હોય તો–અને આપણું દેશી ગાયન–કંઠગાન અને પીયાનો અથવા સિતાર.

**મધુમુખ**—એ મડમથી દેશી ગાન નહિં શીખવાય; અને એવું શીખવનાર તો નાચનારીઓ—

**ઈન્દુશેખર**—નારે ના, એનું નામ જ જવાદ્યો, તમે પણ ગાયનકળામાં કુશળ છો.

**મધુમુખ**—પણ સાહેબ મ્હારાથી કાંઈ એમને શીખવાય ? લોકમાં ઉલટી વાત થાય.

**ઈન્દુશેખર**—લોકની પરવા મ્હને જરાએ નથી. લોકથી હું ડર્યો હોત તો મ્હારાથી લગ્ન જ કેમ થાત; તમે મ્હારા ન્હાના ભાઇ જેવા છો. તમને હું કહું છું તે તમારે માનવું પડશે. હુ બીજાનો વિશ્વાસ કેમ કરી સકું ? અને આવા ઉપાય કર્યા વગર

છૂટકો નથી; માટે દેશી ગીત તમારે શીખવવું અને પીયાના માટે મડમ ખોળી લાવો, સંસ્કૃત માટે પણ કોઈ જોઇશે.

**મધુમુખ**—સંસ્કૃત શીખવનાર સ્ત્રી નહિં મળે.

**ઈન્દુશેખર**—પુરૂષથી કાંઇ બીહીવાનું છે ? આપણા વિશ્વાસવાળો કોઇ જોઇએ; અને ઘરમાં દાશીઓ બે ત્રણ છે તે હમેશ પાસેને પાસે રહે છે, પછી કાંઈ ભય નથી સ્ત્રીને પુરૂષથી છેક દૂરની દૂર રાખ્યાથી ઉલટું ખોટું પરિણામ થાય છે.

**મધુમુખ**—જેમ આપની આજ્ઞા. સંસ્કૃત શીખવનાર તો આપણો ગોર કુંકુમશંકર છે કૌમુદી, રઘુવંશ, કુમાર, કિરાત વગેરે ભણેલો છે. માત્ર વેદીયું ઢોર નથી.

**ઈન્દુશેખર**—તો ઠીક એને કહો કાલથી આવે.

**મધુમુખ**—સાહેબ મ્હને તો ક્ષમા કરો. હું મ્હારી શ્રીમુખીને મોકલીશ. એ શીખવશે.

**ઈન્દુશેખર**—એ બાળક શું શીખવે? એજ શીખવા જેવડી છે, એને પણ સાથે લાવજો અને બન્નેને તમે શીખવજો.

**મધુમુખ**—જેમ આજ્ઞા. હવે હું રજા લઉછું, સાહેબ. ( બંને જાય છે ).

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—પર્જન્યપુર—વિદ્યુત્પ્રસાદનું ઘર.

**અભ્રસુન્દરી**—શશિરેખા ! હવે એ વાંચવાનું રહેવા દે, મ્હારો જીવ આજ કશામાં લાગતો નથી. જોને હજી અદ્રિ આવી નહિં. કોઇને મોકલ તેડી લાવે આજ મ્હારો જીવ ઠેકાણે નથી. પ્રસાદ પણ ક્યારના ગયા છે તે આવ્યા નહિં ?

**શશિરેખા**—મ્હેનતો આ આવી. (અદ્રિલતા પ્રવેશ કરે છે).

**અભ્ર**—અદ્રિ! હું મરવા પડીછું તો પણ તું વહેલી નથી આવતી ?

**અદ્રિલતા**—(રોતી રોતી) હું શું કરૂં ? મ્હને મ્હારા નોકર ચાકરની પણ તાબેદાર કરી દીધી છે.

**અભ્ર**—કોણે ઈન્દુશેખરરાયે ?

**અદ્રિ**—નારે એમનાથી શું થાય ? પેલા મધુમુખરામે બધાને ભણાવી મૂકયા છે અને બધા ઉપર એજ રાજ ચલાવે છે; મ્હારા ઉપર પણ એનોજ હુકમ; એ કહે તોજ મ્હારાથી બહાર પગલું ભરાય.

**અભ્ર**—હશે, પણ તને બીજું તો કાંઈ દુઃખ નથી કની ?

**અદ્રિ**—(નિશ્વાસ) બીજું તો કાંઈ નથી. (સ્વગત) પરમેશ્વર જાણે છે અને હું જાણુંછું; પણ બિચારી મરવા સુતેલી માને કયાં દુઃખી કરૂં ?

**શશિ**—બા, પ્રસાદ પણ આવ્યા.

**અભ્ર**—ઠીક થયું આવ્યા. તે અદ્રિ ! તું ગભરાઈશ નહિં, પણ મ્હને આજ ઠીક નથી. મ્હને આજનો ભરૂંસો નથી. (અદ્રિલતા તથા શશિરેખા રૂવે છે.) (વિદ્યુત્પ્રસાદ પ્રવેશ કરેછે.)

**વિદ્યુત્પ્રસાદ**—કેમ બે જણ શામાટે રૂવો છો ?

**અભ્ર**—મ્હારે શરીરે આજ ઠીક નથી. તેથી એ બે જણીયો રૂવેછે.

**વિદ્યુત્**—કેમ શું છે તમને ? આપણે કહોતો ઇન્દુશેખરરાયનો બગલો દરિયા કિનારે છે ત્યાં હવા ફેર કરવા જઇએ.

**અભ્ર**—ના મ્હારે તો કાંઈ જવું નથી દીકરીના ઘરનું મ્હારે કાંઈ ખપે નહિં. તમે મ્હારૂં નાક કપાવ્યું રૂપીયા લઇને એટલેથીજ હું તો ધરાઇ ગઇછું.

**વિદ્યુત્**—પૈસા બધાએ મધુમુખને સાજ રાખ્યા છે; મ્હેં ક્યાં લીધા છે ?

**અભ્ર**—પણ જમે કોના નામથી કરાવ્યા ? તમારાજ નામથી એટલે તમેજ લીધા કહેવાય; હશે પણ મ્હારે એ વાત કરવી નથી. હવે મ્હારે કેટલી ઘડી છે ?

**વિદ્યુત્**—એમ હિંમત ન હારો; પ્રભુ સારૂ કરી દેશે તમે એવું બોલોછો તેથી આ બે છોકરીયો મુંઝાય છે.

**અભ્ર**—મુઝાએ એમને કેમ ચાલશે ? મ્હને આજ ઠીક લાગતું નથી. (જરા આંખ્ય મીચી મૂર્છા ખાઇ પડી રહે છે ).

**વિદ્યુત્**—( ગભરાઈને ) શશિ, જા, ઇન્દુશેખરરાયને તેડવા મોકલ્ય અદ્રિ ! જોને મારૂનીરામ વૈદ્યને તેડી લાવવા મોકલ્ય (બન્ને જાયછે).

**અભ્ર**—( સાવચેત થઈ ) હાય ! હાય ! હું ક્યાંછું ? આ શુ ? મ્હારી દીકરીયો ક્યાં ગઈ ? પ્રસાદ ! પ્રસાદ !

**વિદ્યુત્**—કેમ સુન્દરિ !

**અભ્ર**—બન્ને જણીઓ બહાર છે તેટલામાં તમે જરાં પાસે આવો, મ્હારે તમને કહેવાનું કહી લઉં. મ્હને આજનો ભરૂંસો નથી. મ્હારૂં તો હવે જે થવાનુ હશે તે થશે દીકરીયોને દુ:ખના ખાડામાં નાંખી ત્યારથી મ્હારૂ મન દુ:ખી થઈ શરીરમાં રોગ પેશી ગયો છે, અને શરીર દહાડે દહાડે ઘસાઇ ક્ષય રોગે પડીછું. ગામમાં એકજ સારો દાક્તર હતો તેને આ લગ્નની બાબતને લીધે આપણે દુશ્મન કર્યો; અને હુ ઉટવૈદ્ય મારૂનીરામને હાથે પડી તેમાં હું તમારો દોષ કાઢતી નથી. મ્હારા દૈવનો દોષ. હું તો ભાગ્યશાળી થાઉછું કે તમને અને છોકરીયોને મૂકી–છોકરીયોને પણ સૌભાગ્યવતીઓ મૂકીને જાઉંછું; પણ પ્રભુ ન કરેને છોકરીયોનું બગડે તો તમે સભાળજો પ્રભુ તમારૂ કલ્યાણ કરો ( શશિરેખા અને અદ્રિલતા પાછી આવેછે).

અદ્રિ—મારૂનીરામતો ગામ ગયા છે.

શશિ—ઈન્દુશેખરરાય હમણાં આવેછે.

વિદ્યુત્—મારૂનીરામ કરતાં પણ એક હુંશીયાર વૈદ્ય આવ્યો છે, તેને ઈન્દુશેખર તેડીને આવતા હશે તેથી જરા વાર થશે.

(ઈન્દુશેખરરાય અને ધનહરશંકર વૈદ્ય પ્રવેશ કરેછે).

ઈન્દુશેખર—કેમ, આજ કાંઈ તબીયત વધારે નરમ લાગેછે ? વૈદ્ય, જરા નાડ્ય બાજ્ય જૂવોને ? (વૈદ્ય નાડી જૂવેછે).

ઈન્દુશેખર—( અદ્રિલતા તરફ જોઈ વિદ્યુત્પ્રસાદને ) કાંઈ આજ ચિન્હ ઠીક જણાતા નથી. (અદ્રિલતા શરમાઇને બહાર જવાનું કરેછે).

વદ્યુત્—બ્હેન અહીં બેશ, કાંઈ શરમ આપણે પાળવાની જરૂર નથી.

ઈન્દુશેખર—એમાં આ વખતે શરમ હોયજ નહિં.

ધનહરશંકર—મ્હને આજ પ્રકૃતિમાં માંદ્ય ઘણું લાગેછે.

અભ્ર—બ્હેન ! અદ્રિ ! શશિ ! કયાં ગઇયો ?

અદ્રિ—કેમ બા !

શશિ—(રોતી) શું છે ?

અભ્ર—દીકરીયો જરા પાસે આવો. તમે ગભરાશો નહિં. હું તમને મૂકીને જાઊંછું, પણ તમે ડાહી થજો અને માની કુખ લજવશો નહિં.

અદ્રિ તા. શશિ—(રોતી) બા ! તને સારૂ થશે, તું ગભરાઇશ નહિં.

અભ્ર—મ્હને સારૂં થવાનુ નથી બ્હેન ! અને હું હમણાં જાઊં એજ ઠીક. વધારે જીવું તો શુંએ દુઃખ જોવું પડે. પ્રભુ મ્હને હમણાં ઉપાડી લે એજ ઠીક

વિદ્યુત્—(આંસુવાળી આખ્યે ) વૈદ્યરાજ ! કાંઈ ઉપાય નથી ? પૈસા સામું ન જોશો.

**ઇન્દુશેખર**—હા' વૈદરાજ ! એ બાબત ચિન્તા ન રાખશો.

**ધનહ્વર**—મ્હને આશા નથી. ક્ષય રોગની પીડા છે તે સર્વ ઘસાઇ ગયું છે. આ રોગમા અવસાન સુધી ચિત્તશુદ્ધિ રહે છે, તેથી આમ બધી વાત કરેછે. હું ધારૂંછું એક કલાકમાં અવસાન થશે.

**અદ્રિ તા. શશિ**—એ બા ! સુન્દરીબા ! ( રૂવેછે ).

**અભ્ર**—બ્હેન!—દીક—પ્રસા—( અભ્રસુન્દરીનું મૃત્યુ થાયછે ).

(સર્વે જાય છે). ( ત્રીજો અંક સમાપ્ત ).

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પર્જન્યપુર—કાલિન્દીનું ઘર.

**કાલિન્દી**—આવ્ય શશિ ! ઘણે દિવસે આવી. કેમ તું તો કાંઈ બહુ મોંઘી થઇ ગઇ જણાય છે.

**શશિરેખા**—મોંઘી તો કાંઇએ નથી થઇ. પણ ઘરના કામ-કાજથી પરવારૂં ત્યારે બહાર નીકળું કની ?

**કાલિન્દી**—ત્હારેજ બધું કામ કરવાનું છે ! ઘરમાં નોકર ચાકર છે ને ત્હારે માથે વળી કામ કેવું ?

**શશિ**—ચાકરને કરવાનું ચાકર કરે પણ ઘરનાં બૈરાંને કરવાનું તે તો મ્હારેજ માથે છે? ઘરમાં બીજું કોણ છે ?

**કાલિન્દી**—કેમ ત્હારી સાસુ નથી, શુ ?

**શશિ**—છે, પણ એમને શરીરે ક્યાં સારૂં રહેછે. એક દિવસ તાવ તો બીજે દિવસે શરીર ટાઢુ ટાઢુંજ થઈ જાય. એ દિવસ બધ-

કોશ અને ચાર દિવસ કલાકે કલાકે દસ્ત થાય. એવુ ચાલે એટલે કામકાજ શી રીતે થાય ?

**કાલિન્દી**—તો પણ શરીરે ઓગળતી નથી. આવુ શરીર રહેતું હોય તો તો છ મહિનામાં મરી ગઈ હોય, અને તું ખાસ્સી સ્વતન્ત્ર થઈ હોય.

**શશિ**—દાકતરનું ઓસડ રોજ ચાલે છે, પણ પીતાં નથી. દાક્તર કહે છે કે ઓસડથી તમને ફાયદો નહિં થાય, કસરત જોઇયે પણ એ બિમ્પારાંથી પથારીથી નીચે ઉતરાતું જ નથી. ખાવુંએ ત્યાં ને સૂવુંએ ત્યાં.

**કાલિન્દી**—ખવાય છે ખરૂ ?

**શશિ**—ખવાય તો શું ? મ્હોમાં સવાદ જ નથી એટલે આજ શીરો તો કાલ્ય ભજીયા, વળી કાંઈ બાટી, દૂધપાક એમ મ્હોં ફેર કરે છે, ત્યારે વળી કાંઈ પાંચેક પૂરી, એક બે વાડકી દૂધપાક કે શીખંડ કે એવું કાંઇ ખાય; તે એકજવાર. રાત્રે તો ફક્ત એક પ્યાલો દૂધ અને ત્રણ ચાર પૂરી. બસ બે વખત ખાધુ નખાધું કરીને સૂઈ રહે.

**કાલિન્દી**—આટલું ખવાય છે ને માંદી શેની છે ? તું આવી ત્યારથી ઢોંગ વધારવા માંડયો હશે. ત્હારા સસરા કાંઇ કહેતા નથી ?

**શશિ**—એતો બીચારા રોજ બૂમો પાડે છે; પણ કોણ સાંભળે ?

**કાલિન્દી**—ત્હારો વર તો બિચારો શું કહી સકે ? ત્હારી દયા ખાઈને મા સાથે લઢે એવું એનામાં છે જ નહિં.

**શશિ**—( વિશ્વાસથી ) પરમેશ્વર બધુંએ સારૂં કરશે.

**કાલિન્દી**—પરમેશ્વર તો કરશે, પણ આપણે હાથ પગ જોડીને બેશી રહીએ તો કાંઈએ ન થાય. મ્હને તો ત્હારૂં દુઃખ જોઈ બહુ લાગેછે. સાસુઓ તો બધે એવી હોય, પણ વરમાં પોતાપણું હોય તો વહુને કોઈ કાંઇ કહી સકે નહિં માટે તુ—

**શશિ**—ધીરે ધીરે બધું સમઝશે. હજી ઉમર કેટલી છે ?

**કાલિન્દી**—કેમ, ઉમર કેટલી ? તને પદર થયાં ને એક વર્ષે ત્હારાથી મ્હોટો છે સોળ વર્ષે તો ઘણાએ છોકરાના બાપ થયાછે. પણ ત્હારા જેવી વહુઓ નહિંતો.

**શશિ**—એમાં મ્હારૂં શુ ચાલે ? માબાપે જોઈ જાણીને દીધી છે. સાસુ સસરાએ જોઈ જાણીને લીધી છે. હવે તો જે ભાગ્યમાં હશે તે થશે.

**કાલિન્દી**—એમ હાથ પગ ભાગીને બેશીશ તો દુઃખ વગર બીજું કાંઈ જોઈશ નહિં. ત્હારો સસરો સારોછે એટલું વળી સારૂ છે.

**શશિ**—સારૂ શેનુ ? એ બીચારાથી બોલાતુ જ નથી કોઈવાર મ્હારૂ ઉપરાણુ લઈ, કહે છે તો સાસુજી ન કહેવાનુ કહે છે અને એવા એવા વ્હેમ લાવે છે કે કાંઇ વાત નહિં.

**કાલિન્દી**—પણ ત્હારા ઘરમાં ઠેકાણું નહિ એટલે કોઇ શુ કરે ? કોઇ દહાડો એ વરે ઉપરાણું લીધેલુ ખરૂ ?

**શશિ**—(નિશ્વસનાંખી) માશી હવે એ વાત વધારે કરીને કાંઇ કારણ નથી.

**કાલિન્દી**—કારણ કેમ નથી ? તું હીઝરાયલીને હીઝરાયલી રહે છે, દહાડે દહાડે શરીરે ગળતી જાય છે, મ્હોં ઉપર તેજ નથી, પંદરની છે પણ પચાસ જેવડી દેખાય છે, તે મ્હારૂ તો કાળજું બળી જાય છે આજ સુધી હુ જાણતી કે ત્હારી મા ગઇ તેથી તું આવી રહેતી હઇશ, પણ તેને બેત્રણ વર્ષ થઈ ગયાં, તો પણ ત્હારૂં શરીર વળ્યું નહિં, અને ઉલટું ઘસાવા લાગ્યું તેથી મ્હને વ્હેમ પડે છે કે ત્હારા મનને દુઃખ છે. મ્હારા આગળ તું મન ખોલી વાત નહિ કરે તો ક્યા કરીશ ?

**શશિ**—(રોતી) માશી! હું તમને નહિં કહું તો કોને કહીશ ? પણ મ્હારાથી કહેવાતુ નથી. મ્હારો વાંસો ઉઘાડી જૂવો એટલે બધું સમઝાશે.

**કાલિન્દી**—હાય ! હાય ! મા ! આ મ્હોટા સૉળ શા ? આ બધુ શુ ? આટઆટલું સુજી ગયું છે તે તું છાનું રાખે છે ?

**શશિ**—ઘણું ખરૂં આમને આમ થાય છે નિશાળના છોકરાઓ ભમાવે છે તેમ ભમે છે ને મારા વાંસામાં સૉળ પડે એવું મારે છે સાસુ પણ એમના દેખતાં ન બોલવાનું બોલે તેથી પણ મન વ્હેમાય છે, ને ઘણું ખરૂ માર ખાવો પડે છે હું જરા સરખે સરખી છું તે માર વગર માથે ચઢી ભાગીશ એમજ કાંઈ મનમાં પેશી ગયુછે.

**કાલિન્દી**—બ્હેન ! જો આડે લાકડે આડો વ્હે ત્હારૂ દળદર એમ રોયે નહિ જાય દુનિયામાં રહીએ ત્યારે દુનીયાની રીત કરવી પડે. હું તો ત્હારા જેવડી હતી ત્યારથીં મ્હારૂ તો બધુએ બગડયુ છે. ત્હારૂં તો વળી ચારે દહાડે ભાગ્ય ઉઘડશે પણ હિમત રાખી ઉપાય કર્યા વગર કાંઇ વળે નહિં

**શશિ**—ઉપાય શા ? ધીરજ રાખી ભવિષ્ય ઉપર આશા રાખી બેઠી છું.

**કાલિન્દી**—એમ કાંઇ વળે નહિ. હું કહું તેમ કર્ય. મ્હારી સાથે આજ નહિતો કાલે પેલા સ્વામી આવ્યા છે ત્યાં ચાલ્ય, અને એ મતર જતરથી કે ઓસડ વેસડથી કાંઇ પણ ઉપાયે ત્હારૂં ઠેકાણું પાડશે. એટલે સાસુ અને વર ત્હનેજ દેખે.

**શશિ**—(આશ્ચર્યથી) માશી ! એમાંનું કાંઇ મ્હારાથી નહિં થાય હું તમારી સાથે આવું અને કાંઇ ખબર પડે એટલે બમણો વ્હેમ આવે ને બમણો માર ખાઉં પરમેશ્વરની ઇચ્છા હશે તેમ થશે.

**કાલિન્દી**—તું મ્હારી સાથે આવીશ તેમાં વળી વ્હેમ કોણ લાવનારૂં હતું ? એમ બ્હીકણી થઇશ તો કાંઇ વળવાનું નથી.

**શશિ**—માશી ! મને એ દોરા ચિઠ્ઠી ઉપર શ્રદ્ધા નથી એવા એવા વ્હેમને લીધે બાપે હમને બેને કૂવામાં નાખીયો છે

**કાલિન્દી**—એમ ના ક્હીશ, શશિ ! તુ આવી દુખિયારી અ-

ને બ્હીકણ છે. ત્હારી બ્હેન તો ખાસ્સી ખુશી આનંદમાં રહે છે. અને ગાડી ઘોડે બેશી ફરતા ફરતી લૂગડાં ઘરેણાં પહેરી ફરે છે, હરેછે, અને સુખ ભોગવે છે ત્હારો વર તો દિવસે દિવસે જુવાન થશે અને એનો દિવસે દિવસે ઘરડો થાયછે, તો પણ એ નિરાશ થઇ ગઇ નથી.

**શશિ**—હુ કાંઇ નિરાશ નથી થઇ. હમણાં દુ ખ છે તેથી દુઃખી થાઉછું, ભવિષ્ય ઉપર આશા બાંધી બેઠીછું. ઘણાને એમ થાયછે. બાળકબુદ્ધિથી મ્હોંરાં જેવાને દુઃખ દે પણ મ્હોટા થયે બધુ સમઝી જાય, અને ખાસ્સાં સુખથી દિવસ ગાળે. હું પણ એજ આશાથી જીવું છું નહિં તો આજ મ્હારૂ તેરમું થયું હોત.

**કાલિન્દી**—હાય, હાય ! દીકરી ! એ શુ બોલે છે ?

**શશિ**—તેર દિવસ ઉપર હુ બહુ અકુળાઇને કૂવે પડતી હતી, પણ એટલામાં ઘરમાં સસરા આવ્યાનાં પગલાં સભળાયાં એટલે બ્હીને ત્યાંથી જતી રહી.

**કાલિન્દી**—ગાંડી ! જો એવુ કઈ કરીશ નહિં; અને મ્હારૂં કહ્યું માને તો પદર દિવસમાં ત્હારા ઘરના ઢગજ બદલાઇ જશે

**શશિ**—માશી ! એ વાત તો મ્હારાથી નહિં થાય. માએ મરતી વખતે કહ્યુ હતું કે માની કુખ લજવશો નહિં એ વાત મારા ધ્યાનમાથી ખસતી નથી; તમારાં કહ્યા પ્રમાણે દોરા ચિઠ્ઠીને મંતર જંતરમાં પડું તો મ્હારી કેળવણીને ડાઘ લાગે; મ્હારા શિક્ષકો બદનામ થાય મ્હારાથી એ વાત નહિં થાય

**કાલિન્દી**—તુ તો હઠીલી ત્હારી મા જેવી છે. બાપનો ગુણ અદ્રિલતામાં આવ્યો, અને તું મા જેવી હઠીલી નીકળી.

**શશિ**—તમે ગમે તેમ કહો. પણ મ્હારાથી એ નહિં બને. બાપે હઠીલાઇ ઓછી કરી છે ? બાપની હઠીલાઇથી તો આ દશાએ

આવ્યાં; તોએ માને હડીલી કહોછો ? માની હડચ ચાલી હોત તો આજ આમ બોલવા વખત આવત જ નહિં

**કાલિન્દી**—ત્યારે એવા ભણેલા છો ને મહેતાજીના માન રાખનારા છો તો બાપની નિન્દા કેમ કરોછો ?

**શશિ**—ખરૂ કહોછો, માશી ! એટલું પણ મ્હારે કહેવુ ઘટે નહિં, બાપ બિચારા ભોળવાયા. હમારૂ ભાગ્ય જ એવું; પછી બાપે શુ કરે અને કોઈ પણ શુ કરે જેમ ઈશ્વરેચ્છા હશે તેમ થશે ચાલો હવે હુ જાઉ સાઝ પડવા અવી ને વાર થશે તો વળી એ બોલ વધારે સાભળવા પડશે અને—

**કાલિન્દી**—જો શશિ ! છેવટનું કહુછુ મ્હને ત્હારી દયા આવેછે માટે કહુંછું બાકી મ્હારે કાંઈ સ્વાર્થ છે ? ત્હારૂ સારૂ થશે એમા મ્હને કાંઈ લાભછે ? ત્હારૂં સારૂં જોઈ હુ રાજી થાઉં એટલે બસ. માટે તું વિચારીજો. હું કહુંછું તે વગર બીજો ઉપાય નથી

**શશિ**—મ્હારી સારી વર્ત્તણુક એજ ઉપાય તમારો બતાવેલો ઉપાય મ્હારે કામનો નથી. ખોટું ન લગાડશો હવે હું જાઉંછું

**કાલિન્દી**—જેમ તને ઠીક લાગે તેમ ખરૂં. ( બન્ને જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પર્જન્યપુર—રસ્તામાં.

**શશિરેખા**—માશીને આ શુ સુઝયું ? મ્હારા ભાગ્યમાં સુખ હશે તોજ સુખ થશે. પ્રભુ ! મ્હને કદી પણ એવા ઉપાય કરાવીશ નહિં ! માશી ! તમેજ આવા ઉપાય સુઝાડશો તો પછી મ્હને સારી શીખામણ કોણ દેશે ? બહેન સુખીછે તો ભલે. પણ શુ એણે માશીના

કહ્યા પ્રમાણે કાંઈ કર્યું હશે? ના! ના! એને સાસુ નથી અને બીજવર છે તે પણ આવડો મ્હોટો સમઝણોછે એટલે મ્હારા જેવુ દુઃખ કયાંથી હોય! પણ એને બીજું કાંઈ દુઃખ નહિં હોય કે માશી કહેછે તેમ ખુશી આનંદમા રહી ચેન કરેછે? કે પછી સાસુએ બે ત્રણવાર મ્હેણા માર્યા તે ખરૂં હશે? કોણ જાણે? એમ હોય તો નહિ! માશી વિશે પણ મ્હેણા માર્યા છે; એ ખરૂ હશે? આજ માશીના બોલવા ઉપરથી મ્હને પણ વ્હેમ તો આવ્યો. પણ માશી, મ્હારી માશો, મ્હારી સુન્દરીની બ્હેન એવી હોય નહિ, મ્હારી બ્હેન પણ એવી હોય નહિં. પણ એ ખુશીમાં તો રહેછે ખરી, મ્હારા જેવી બળી જેવી રહેતી નથી. સ્વભાવે સંતોષી હશે. હુ અસતોષી હોઈશ. અથવા—માશોના ઉપાય ખરા હોય! એવી વાતો ઉપર શ્રદ્ધા કેમ રખાય! ( જરા આગળ ચાલી ) આ ઘરમાંથી કાંઈ ગાયનનો સ્વર આવેછે કે શુ? હા; આ મન્યુકુમારનું ઘરછે તેમાંથી જ કોઈ ગાતુ હોય એવો અવાજ આવેછે. એની છોકરી સૌદામિની ગાતી હશે. જોઉં જરા ઉભી રહી સાંભળું—પણ વખતે વાર થશે ઘેર પહોચતાં તો—જરાકજ ઉભી રહીશ. (નેપથ્યમાં. "લલના નવ થાય લગાર કામણ મંત્ર કશે;
આ મંત્ર કરો ઉચ્ચાર વશ ભરથાર થશે").

( આગળ ચાલીને ) હા; આતો દલપતરામનું ગીત પ્રભુએ મ્હને સંભળાવાજ સાદામિનીને આ ગીત ગાવાની પ્રેરણા કરી હશે! પ્રભુ! ત્હારી શી કરૂણાછે! મ્હારા વિચારને વધારે દઢ કરવાને જ આ ગીત અત્યારે જાણે ગવાતુ ન હોય! હે ઈશ! ત્હારી ઈચ્છા પ્રમાણે જ હુ વર્તીશ.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—પર્જન્યપુર—અનિલચંદ્રના ઘરનો ચૉક**

**નલિની**—કેમ વહુ ! માશીને ઘેરતો બહુ રહ્યાને ! મ્હેં તમને ઘણીવાર કહ્યું છે કે એ તમારી માશીની સોબત સારી નથી. હવેથી માશીને ઘેર જવું ત્યારે એકલાં ન જવું.

**શશિ**—ઠીક. ઘણે દહાડે ગઈતી એટલે માશીએ ઝટ ઉઠવા દીધી નહિં.

**નલિની**—એતો હુ બધુએ સમજું છું. એમ સામે મ્હોંએ જવાબ દ્યો તે સારૂ નહિં. તમને ઘણુએ કહ્યું પણ તમારાથી—

( અનિલચંદ્ર પ્રવેશ કરેછે )

**આનિલચંદ્ર**—કેમ વળી પાછું યુદ્ધ ચાલશે કે ?

( શશિરેખા બીજા ખડમાં જતી રહેછે. )

**નલિની**—યુદ્ધ શેનું ! તમે તો હમેશ એનુજ ઉપરાણું લેતા આવોછો ? પણ કહો મ્હેં તમને પેલું કહ્યું હતું તેનું શુ કર્યું ?

**અનિલચંદ્ર**—શેનુ ?

**નલિની**—પેલો સ્વામી આવ્યોછે તેની પાસે ગયા હતા ?

**અનિલ**—મ્હેં તમને ઘણીવાર કહ્યું છે કે હું તમારી એવી કાંઇ વાત સાભળવાનો નથી તમારી એક વાત સાંભળી હું બેવકૂફ બન્યો, છોકરાને દુઃખી કર્યો, પારકી છોકરીનુ જીવન ખરાબ કર્યું અને હજી પ્રભુ ન કરે ને વધારે ખરાબ પરિણામ થશે તો વધારે દુઃખી આપણે સર્વ થઈશુ. માટે હવે હું તમારી એવી કાંઈ વાત સાંભળવાનો નથી.

**નલિની**—પણ આ વાતમાં કાંઈ ફજેતીએ નથી ને કાંઈએ નથી.

**અનિલ**—મ્હેં તમને એકવાર કહ્યું કે મ્હને એવા વ્હેમી ઉપાય ઉપર જરા પણ શ્રદ્ધા નથી પછી એ વાત શા માટે ઉપાડવી ? કિશોર હજી સોળ વર્ષનો છે તે ઘણોએ મ્હોટો થશે ત્યારે છોકરાં થશે, અને એટલાં થશે કે તમને પણ કંટાળો આવશે.

**નલિની**—ત્યાં સુધી હું જીવતી હોઈશ તો વાત

**અનિલ**—તે ગમે તેમ હોય, પણ એવા ધૂતારાઓને ત્યાં હું જવાનો નથી, અને મ્હારા ઘરમા પેસવા પણ દેવાનો નથી.

**નલિની**—ત્યારે શું મ્હારા જીવતાં છોકરૂ જોવું નહિં જ કે ?

**અનિલ**—કિશોર મ્હોટો થશે એટલે બધુ થશે

**નલિની**—પણ વહુને વખત વહી જાયછે તે ? પદરની થઈ.

**અનિલ**—તેમા શુ ?

**નલિની**—એવડી એવડી છોકરીયોને તો કયારના અધરણી આવ્યાં અને કેટલીકોને બાર બાર મહિનાના છોકરા થયાં.

**અનિલ**—અને કેટલીકોનાં છોકરાં મરી ગયા; અને એવડી છોકરીયો કેટલીક સુવાવડની પીડામાં મરી પણ ગઈ, અને જીવતી હશે તે રોજ માંદી રહેતી હશે.

**નલિની**—ત્યારે શુ મ્હારે તો કિશોરનું છોકરૂ રમાડવા વખત નહિંજ આવે કે ?

**અનિલ**—વહુની સાથે ઉભાં રહ્યે તમારે બનતું નથી અને વહુને છોકરૂં થવા માટે ફલાણાનું ઓસડ કરો, બાધા રાખો, ધૂળ કરો, જતી તેડો, ભૂવા તેડો, એ બધુ કયાંથી સુઝેછે ?

**નલિની**—વહુ સાથે વેર માટે એનાં છોકરાં સાથે વેર કરાય ! અને એનાં છોકરાં વડે આપણો વંશ ચાલશે, અને વારસ થશે; નહિં તો પછી આ બધું કોને પેલા પિત્રાઇઓને ખવડાવવું છે ?

**અનિલી**—હજી હું જુવાનછું, કિશોર બાળક છે, જો પહેલાં વંશ અને વારસ અને પિત્રાઇની વાત કરવી એ અતિ દીર્ઘદષ્ટિ અને મૂર્ખાઇ કહેવાય.

**નલિન**—વારૂ ત્યારે હું મૂર્ખી અને વહુ ડાહી! ભલેને ડોશી થાય ત્યારે એને અધરણી આવે, મ્હારે શું? મ્હારે કયાં જોવું તું? હું તો આજ છું ને કાલે નથી. મ્હારે તો આવતો મહિનો ભારેછે તે પ્રભુ કરેને તમને બધાને મૂકીને જાઉં એટલે થયું

( કિશોરચંદ્ર પ્રવેશ કરેછે ).

**કિશોરચંદ્ર**—બાપાજી ! તમને કોઇ મળવા આવ્યુછે ( સર્વે જાયછે ).

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—પર્જન્યપુર—અનિલચંદ્રના ઘરનું દિવાનખાનું.**

**અનિલચંદ્ર**—કિશોર, તુ હમણાં બરોબર અભ્યાસ કરતો નથી. આ વર્ષે તું નાપાસ થયો. સોળ વર્ષ થયા પણ હજી તું ચોથા ધોરણમાં છે. ત્હારા જેવડા છોકરાઓ મેટ્રીક્યુલેશનમાં પાસ થાયછે. તું હજી ત્રણ વર્ષે પણ પરીક્ષામાં જઈ સકીશ કે નહિં તે સમઝાતું નથી.

**કિશોરચંદ્ર**—બાપાજી ! મ્હને આ નિશાળમાંથી ઉઠાડી લ્યો અને બીજી નિશાળમાં દાખલ કરો.

**અનિલ**—કેમ ! આ નિશાળમા ભણવાતું સારૂં નથી ?

**કિશોર**—પણ છોકરાઓ બહુ તોફાની છે.

**અનિલ**—તેમાં ત્હારે શું ? તું ત્હારે કોઇની સોબત નાં રાખીશ.

**કિશોર**—પણ મ્હનેજ બધા હેરાન કરેછે ને ચીડવેછે.

**અનિલ**—તું બીજાને હેરાન કરતો હોઇશ.

કિશોર—હું તો કોઇ સાથે બોલતો જ નથી. ફકત માસ્તર પાસે જ બેશી રહુંછું.

અનિલ—ત્હેને શું હેરાન કરેછે? શું ચીઢવે છે?

કિશોર—મ્હને બધા રોજ પૂછપૂછ કરેછે કે ત્હારી વહુ છે કે મા? ( રૂવે છે. )

અનિલ—( સ્વગત ) ગરીબ બિચારો છોકરો માની મૂર્ખાઈ અને મ્હારી નિર્મલતાનાં ફળ ત્હારે જ ભોગવવાનાં છે ( ચાસને ) એમાં રોવાનુ શુ છે? રોયાથી એ ચીડવશે વધારે. ત્હારે એવા છોકરાઓથી દૂર રહેવુ; કોઇની સોબત કરવી નહિં.

કિશોર—પણ મ્હને બધા ચીઢવેછે, તેથી હુ તો સ્કુલમા નહિ જાઉં. ઘેર ભણીશ

અનિલ—ઘરમાં બેશા કાંઈ ભણાય નહિં. માટે નિશાળે તો જવું પડશે. અને છોકરાઓ ચીઢવે તો માસ્તરને કહેવું.

કિશોર—માસ્તરો પણ મ્હને એવું એવું કહીને ખીજવે છે.

અનિલ—એ માસ્તરો વિશે હું તજવીજ કરીશ. માટે તું ગભરાઈશ નહિં. પણ કિશોર! તું ત્હારી વહુને રોજ મારે છે એ વાત ખરી? એમ કરતો હોય તો સારૂં નહિ.

કિશોર—બાપાજી! એ વાત મ્હને ના પૂછશો બાને પૂછજો.

(નલિની પ્રવેશ કરેછે.)

નલિની—શું? બાને શું પૂછવાનુ છે? બા તો ત્હારી મરવા પડી છે. હવે બાને કોણ પૂછવાનું છે. હુ મરૂં ને ત્હારી નવી બા આવે તેને પૂછાશે બધુ.

અનિલ—નલિની! તુ અમસ્થી દુઃખી શામાટે થાય છે આવા આવા દુઃખી વિચારથી શરીર અને મન બન્ને દુઃખી થાયછે.

**નલિની**—કિશોર ! તેં કહ્યું બાપાને પેલા છોકરાઓનું ?

કિશોર—હા; પણ બાપાજી તો કહેછે તું ત્હારે છાનો માનો બેશી રહેને.

**નલિની**—છાનો કેમ બેસે ? તમે જાઓ નિશાળે અને કહો માસ્તરને કે વહુઓ તો ઘણાંનીએ મ્હોટીઓ છે. મ્હારા છોકરાની-જ શું મ્હોટી વહુછે કે એને બધા ચીડવે છે ? એના માસ્તરને જ બે બાયડીયો છે તે કેમ કોઈ બોલતું નથી ?

**અનિલ**—એ વાતમાં જઈને માસ્તરને કહેવાથી આપણી ફ-જેતી ઉલટી વધારે થાય.

**નલિની**—તમે તો ફજેતીથી બહુ બીહોછો.

**અનિલ**—ફજેતીથી બ્હીતો હોત તો કિશોરને પરણાવવાની હાજ કહેત નહિં.

**નલિની**—તે તો હવે કાંઇ ફરે એમ છે; અને તેમ કરતાં તમને તો વહુનો વાંક ક્યાં વસેછે.

**અનિલ**—વહુના વાંકની વાત ક્યાં છે.

**નલિની**—વહુનો વાક કે વરનો વાંક. પણ કિશોરને છોકરાઓ ચીડવે એ સારૂં નહિં. તમે નહિં કહો તો છોકરાઓ વધારે ચીડવ-શે અને કિશોર આફ્ળો છે તેને ઈંટિયો લેતો કરશે.

**અનિલ**—મ્હારા કહ્યાથી કોઈ રોકાય ? હું કાંઇ અમલદારછું ?

**નલિની**—ના કેમ રોકાય ? મ્હેં કેમ પેલી મન્યુકુમારની છો-કરી અને બીજી એની ચબાવલી સગીવ્હાલીઓના મ્હોં બંધ કરી દીધાં ? ગયા લગનગાળામાં જ્યારે કિશોર પીરસવા આવે ત્યારે બધીયો ખીખીખીખી કરીને હશી પડે, અને પેલી સૌદામિનીએ તો કિ-શોરની વહુ મ્હોટીછે. એ બાબત મશ્કરી કરી તે બધું મ્હેં સાંભળ્યું

તેથી નાત્ય વચ્ચે બધીયોને એવી ધમકાવી કે ફરીથી કિશોરનું ક વહુતું નામ દેવું ભૂલી જશે.

**કિશોર**—મ્હને ચીડવવામાં મન્યુકુમારનો છોકરોજ આગેવાનછે.

**નલિની**—એ શેહેરનો ફોજદાર થયો છે ત્યારનો એના મગજમાં બહુ પવન ભરાયો છે. શે તમે એના છોકરાને જઇને લઢો, નહિં તો કિશોર! તેડી લાવજે એને મ્હારી પાસે. કાલને વ્હાણે તો મ્હારા બાપના ઘરની ચોપડીઓ લઇને નિશાળે ભણતો, અને હવે ફોજદાર થયો એટલે છોકરાને ફાટી જવા દીધો?

**અનિલ**—એમ કોઇના છોકરાને આપણે ઘેર બોલાવી ધમકાવાય નહિં.

**નલિની**—ત્યારે કોઇના છોકરાને નિશાળમાં ચીડવાય પણ નહિં.

**કિશોર**—હુતો હવે એને એકાદવાર એવો ટીપીશ કે બો ભૂલી જાય.

**અનિલ**—નહિં; એવી મૂર્ખાઇ કરીશ તો હું તને ઘરમાં નહિં પેસવા દઉં હું ત્હારા હેડ માસ્તર જ્ઞાનેદ્રરાયને કહીશ.

**કિશોર**—હેડ માસ્તરના છોકરા મદનનન્દનને મ્હેં કહ્યું હતું, પણ એણે ગણકાર્યું નહિં.

**અનિલ**—તું એને ક્યાથી ઓળખે? એ છોકરો સોબત કરવા લાયક નથી.

**કિશોર**—હમારી નિશાળમાં એ કસરત માસ્તર થયો છે. એક દિવસ મ્હને નાટકમાં લઇ જવાનું કહ્યું હતું તે મેં કહ્યું હું બાપાજીને પૂછીને આવીશ.

**અનિલ**—એ છોકરા સાથે નાટકમાં જવું નથી. એ સારો નથી.

**નલિની**—ત્યારે તમે લઇ જજો નાટકમા. છોકરાને કોઇ દિવ-

સતો દેખાડો. નાટક મ્હેં તો દીઠું જ નથી.

**અનિલ**—આપણે બધાં જઇશુ એક દિવસ

**નલિની**—નારે! મ્હારાથી બે વાગ્યા સુધી અદ્ધર કેમ બેશી રહેવાય અને ઉજાગરોએ નહિ થાય. તમે, તમારો દીકરો, અને વહુ એટલાં જજો. મ્હારે હવે નાટક ફાટક જોઇને શું કરવું’તું? મ્હારે કેટલા દહાડા માટે હવે? હવે મ્હને તો કાંઇ ગમતું જ નથી. કિશોર! જો દશ વાગ્યા; કહે ત્હારી વહુને, મ્હારે સારૂ ખાવાનું લાવે. (સર્વે જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—પર્જન્યપુર—અનિલચંદ્રના ઘરમાં તેનો ખાનગી ખંડ**

**અનિલ**—કેમ ડાકતર સાહેબ! કેમ મ્હારી સ્ત્રીની તબીયત તપાશી?

**ઇન્દીવરકુમાર**—હા, તપાશી; કાંઈ રોગ નથી. માત્ર મનની કલ્પનાનોજ રોગ છે, અને આળસનું પરિણામ છે. પણ મ્હને તમારી તબીયત ઠીક હોય એમ લાગતું નથી. તમારો ચહેરો ફીક્કો પીળાશ મારતો છે.

**અનિલ**—મ્હને કાંઈ ખાસ દરદ નથી. કદી કદી ઝીણો તાવ આવે છે, પણ તે કાંઇ દમ વગરની વાત છે.

**ઈન્દીવર**—તબીયતની બાબતમાં એવી બેદરકારી રાખવી ન જોઇએ. ખોટી હિંમત પણ કામની નહિં. તમારે થોડા દિવસ દવાની જરૂર છે.

**અનિલ**—મ્હારે કાંઈ દવાની જરૂર નથી. હુ થોડા દિવસ પછી હવા ફેર કરવા જવાનોછું તેથી મ્હને આરામ થઈ જશે.

ઈન્દ્રીવર—પણ જ્યાં સુધી અહીંઆં રહો, ત્યાં સુધી દવા ખાવાની જરૂર છે. હું ગોળીયો મોકલીશ તે ખાજો.

અનિલ—ઠીક ત્યારે તમે જેમ કહેશો તેમ કરીશુ.

ઇન્દીવર—આજ હું તમારે ત્યાં આવ્યોછું, ત્યારે ભેગભેગી વાત કરી લઉં. તમને ખરાબ નહિં લાગે એમ ખાત્રી છે, તેથી કહેવાની હીમત કરૂંછું, કેમકે તમે ઈનસાફી દિલના માણસછો; મ્હને તમારા ઉપર આટલા દિવસથી પ્રીતિ છે તેથી હુ મ્હારી ફરજ સમજી કહુંછું. તમારો છોકરો જ્ઞાનેદ્રરાય માસ્તરના છોકરાની સોબતમાં રહે છે એ ઠીક નથી. એ છોકરો ઘણો દુરાચારી છે. માસ્તર મ્હારા દોસ્ત છે, પરતુ સાચી વાત કહેવી જ જોઇએ. એક મિત્રનો છોકરો બગડયો તેમ બીજાનો ન બગડે માટે કહુંછું. માસ્તર પોતે પણ બિચારા જાણે છે. પણ તે લાચારછે. માસ્તરનો છોકરો તો હવે હાથથી ગયો છે. પરંતુ તમારો છોકરો હજી ઉગતો છે તે બચાવી લેવો જોઇએ.

અનિલ—દાકતર સાહેબ ! માસ્તરની સ્થિતિ અને મ્હારી સ્થિતિ સરખી છે. હું પણ લાચાર છું. લાચાર ન હોત તો છોકરાને આવડી મ્હોટી કન્યા સાથે પરણાવત કેમ ?

ઇન્દીવર—હવે તે વાત બની ગઇ એટલે ઉપાય નહિં. પણ આ સોબત એને છોડાવો.

અનિલ—હું પણ લાચારછું. મ્હે એ છોકરાને મ્હારા ઘરમાંથી એકાદ બે વાર નીકળતો જોયો હતો ત્યારે મ્હેં મ્હારા કિશોરને ધમકાવ્યો હતો-પણ એની મા ઉપરાણું લઇને છોકરાને બગાડેછે.

ઇન્દીવર—એથી જ છોકરાઓ બગડેછે, ગમે તે ઉપાયે તમે એ છોકરાને છૂટા કરો નહિં તો ખરાબી છે.

અનિલ—હાજી; હું જાણુંછું, અને બનશે તેટલું કરીને એ બેને છૂટા કરીશ.

ઇન્દીવર—ઠીક ત્યારે હું રજા લઉછું. ગોળાયો મોકલું તે ખાજો, અને તબીયત સંભાળજો.

અનિલ—જેમ તમારી ઈચ્છા. (ઈન્દીવરકુમાર જાય છે).

અનિલ—શું કરવું ? મ્હારી તબીયત દિવસે દિવસે નબળી થતી જાય છે, એમાં શક નહિં. ચિંતા એ બહુ ખરાબ ચીજ છે. નલિનીની તબીયત માટે હમેશ ચિંતા રહે છે, પરંતુ એને કાંઈ ભય નથી; તોપણ મ્હને ચિંતા રહે છે. શશિરેખા બિચારી પીડાય છે એ પણ ચિંતાજ છે, તેમાં વળી આ કિશોરભાઇ નગ નીકળ્યા તે પાછા મદનનન્દન જેવા લફગાની સોબત કરી બેઠા છે; એતો સર્વ કરતાં મ્હોટી ચિંતા થઈ પડી છે. પ્રભુ કરે ને એનામાં સારી બુદ્ધિની પ્રેરણા થાય. ભાઇ સાહેબ ભણવાના તો નથી જ. પરંતુ કાંઇ કુલક્ષણ શીખશે તો આબરૂના કાંકરા થશે; અને શશિરેખા ! બિચારી શશિરેખા ! ત્હારી અવસ્થા તો સર્વ કરતાં ભૂંડી છે; ત્હારી દયા તો પ્રભુને હશે અને મ્હને છે; મ્હને તો ત્હારી દયા ઘણી આવે છે, પરંતુ તે દયાનો મ્હારી મૂર્ખ સ્ત્રી કેવો ખોટો અર્થ કરે છે, કિશોરના મનમાં પણ એવો જ ખોટો વ્હેમ ભરાયો છે, કોણ જાણે શાથી ! નલિનીએ કહ્યું હશે કે પછી પેલા દુષ્ટ છોકરાએ ! એ દુષ્ટની સોબત નહિં તૂટે તો પરિણામ બહુ ખરાબ થશે ! પ્રભુ ! મ્હને કાંઈ ઉપાય સૂઝાડય, હુતો ચિંતામાંને ચિંતામાં બળતો રહું છું. મ્હારી આ ચિંતાનો અંત ચિતામાં જ આવશે કે શું ? કિશોરનો વિવાહ કર્યો ત્યારથી જ મ્હારી ફજેતી અને ચિંતાનો આરંભ થયો છે; તેનો અંત આ જન્મમાં આવવો કઠણ છે. પ્રભુની ઇચ્છા બળવાન્ છે. પ્રભુ ! કિશોરને સન્મતિ આપો. ચાલો જોઉં નલિનીને તો એ વાત કરૂં; જોઉ એ શું ધારે છે. (જાય છે).

છે અને એમના ઉપર દયા નહિં કરે ? હું કાંઈપણ પાપ નથી ક-રતી, તોપણ તું મ્હારા ઉપર દયા નહિં લાવે ? પણ એમની સોબતે જૂઠું બોલવું પડે છે એટલું પાપ તો કરૂં છું ખરી. છાના નાટકમાં જઈ આવી સવારે મોડા ઉઠે છે, ત્યારે ઘણીવાર તાવથી ઊંઘ ન્હોતી આવી, માંકણ કરડ્યાથી ન્હોતી આવી, એવાં એવાં જૂઠાં બ્હાનાં કાઢી એ જૂઠું બોલે છે અને મ્હારી પાસે બોલાવે છે, પણ તે શિ-વાય હું એમના કહ્યા છતાં પણ બીજું કાંઈ કુકર્મ કરતી નથી માટે, પ્રભુ ! મ્હને એટલી વાતની ક્ષમા કર્ય, હું એટલું પણ મુકી દ-ઇશ. તું મ્હારા ઉપર દયા કરી એમને સારે રસ્તે ચઢાવ્ય.

( કિશોરચંદ્ર પ્રવેશ કરે છે. )

**કિશોરચંદ્ર**—કેમ, હું આવ્યો તોપણ ભાન નથી કે ? બાર વાગતામાંથી કુંભકરણની પેઠે ઉંઘ આવી ગઇ ?

**શશિ**—તમે કિયે રસ્તે આવ્યા ? મ્હને ભાન જ નહોતું. ત-મને આટલી વાર થઈ તેથી હું ફિકરમાંને ફીકરમાં બેભાન જેવી જ પડી રહી છું. ઉઘતી નથી.

**કિશોર**—જાગતીને ભાન હોય; ઉંઘતીને ક્યાંથી હોય ? ત્હને વળી મ્હારી ફીકર કેવી ? હુંતો બહાર ગયો ત્યારથી પાછલું બારણું ઉઘાડું મૂકી ગયો હતો. મ્હારે બદલે કોઈ બીજું આવ્યું હોત તો ત્હને તુરત ભાન આવત, કેમ ?

**શશિ**—વ્હાલા ! તમે મ્હારા ઉપર નકામી શંકા લાવોછો

**કિશોર**—ચલ બસ, શંકા કંકા જેવું સંસ્કૃત હમારી સાથે ન બોલવું. ઈંગ્રેજી બોલવું હોય તો બોલ, નહિંતો ગુજરાતી બોલ્ય.

**શશિ**—તમે વ્હાલા ! ગુસ્સે—

**કિશોર**—હમારી સાથે વ્હાલા બ્હાલા નહિ ચાલે, એવા

કિશોર—પાછી વ્હાલા બોલી? હમને એ સુધારાવાળાની પેઠે વ્હાલા અને ડોયર ને સ્વીટ ને એવું કાંઈ પસંદ નથી તમે ભણેલીયો બધીયો એવું એવું બોલી ધણીને ઠગવા માટે જ પરણો છો. વ્હાલા કયા? લાઓ ખાનેકા નહિં તો ગાનેકા.

શશિ—લ્યો આ ખાવાનું.

કિશોર—ચલો તુમભી ખાઓ, પીઓ, ગાઓ, નાચો.

શશિ—વ્હાલા! હવે જરા વગર બોલ્યે ખાઈ જાઓ આટલું.

કિશોર—શશિ! શીશી! મ્હેં કહ્યું વ્હાલા ન કહે, વ્હાલા ત્હારા વ્હાલાને કહે.

શશિ—તમે જ મ્હારા વ્હાલા, બીજું કોણ?

કિશોર—બીજું કોણ? બીજો મ્હારો બાપ, ત્રીજો ત્હારી માશીનો માનીતો-ચોથો હું કહું તે અને પાચમો પાંડવ.

શશિ—તમે મ્હારે માટે નકામા વ્હેમાઓ છો.

કિશોર—(ખાતે ખાતે) નકામો વ્હેમાણો છું. નજરસેં દેખા હૈ.

શશિ—શું નજરે દીઠુ છે?

કિશોર—નાટકમાં તુ બાપાજીની સોડ્યમાં બેઠી હતી; અને આખુ નાટક ચાલ્યું ત્યાં સુધી એમની સાથે વાતમાં લપટાઈ ગઈ હતી; તેજ તું મ્હારા બાપની બાયડી બોલ ખરૂં કે ખોટું? હું ફોજદાર છું. હું માજીસ્ટ્રેટ છું. હું હાઈકોર્ટ છું. હમ ગવર્નર, હમ વિક્ટોરીયા રાણી હૈ. રાણીસે કોન બડા? આસ્માન બડા-નહિં કોઇ નહિં. God Save the Queen.

શશિ—તમને અત્યારે પૂરૂં ભાન નથી માટે સવારે કહીશ તો તમને ખાત્રી થશે અને તમારી ભુલ્ય જણાશે.

કિશોર—મ્હારી ભૂલ્ય! તું મ્હારી ભૂલ્ય કાઢનારી! હા તું

શશિ—મ્હારાથી તમને એવી વસ્તુ નહિં અપાય.

કિશોર—અચ્છા; હમ હમારા મકાનકા માલીક હૈ. તુમ નહિં; હમ જા કે લાયગા.—

શશિ—(સ્વગત) હે પ્રભુ! હવે કબાટ ઉઘાડશે એટલે મ્હારા ભોગ મળશે.

કિશોર—(કબાટ પાસે જઈ) હો! ક્યાં ગઈ મ્હારી ચાર ચાર બાટલીયો, મોંઘી મોંઘી શરાબની બાટલીયો! હાય! હાય! મ્હારી બાટલીયો ક્યાં ગઈ રે મ્હારી વ્હાલીયો! (છાતીયો કૂટી રૂવે છે.)

શશિ—(સ્વગત) હે પ્રભુ! વાદળ બીજી તરફ ઉતર્યું લાગે છે.

કિશોર—હા; પેલી દુષ્ટાનું જ કામ હશે. કેમ છોકરી! તેં મ્હારી બાટલીયો સંતાડી છે, કે વેચી છે કે પી ગઈ કે ત્હારા વ્હાલાઓને પાઇ દીધિ કે આંપી દીધી કે શું થયું બોલ, બોલ, જલદી. હાય! હાયરે! મ્હારી બાટલીયો! તમે મ્હને મૂકીને ક્યાં ગઇયો (રૂવે છે.)

શશિ—મ્હેંતો ફોડીને ચૂરા કર્યા છે (સ્વગત) માર ખાઇશ તો ખાઈશ, પણ અત્યારે વધારે પીતા તો રોકાશે.

કિશોર—(શશિને તમાચો મારી) ચાલ પીનેકા નહિં હે તો ખાનેકા લાઓ. હમકું ભુખ લગી હે.

(શશિરેખા ખાવાનું લાવે છે.)

કિશોર—ખાનેકા આયા! અબ ગાનેકા લાઓ. લાઓ હમારા સતાર, તુમ નાચો હમ ગાયગા, નહિં તો તુમ ગાઓ હમ નાચેગા.

શશિ—(સ્વગત) કાંઇ ખાશે તો જરા નિશો ઉતરશે. (પ્રકાશ) વ્હાલા જરા ખાઓ કાંઈ.

રાખી છે; આજ લાગમાં આવીછે. (સાંકળ ઉઘાડે છે) જાગી કે શું? સાંકળ ખખડયાથી કદાચ જાગી હશે, પાસુ બદલતી હશે. હમણાં જરા રહેવા દઉં; ઉઘતી હશે, તેનેજ જગાડીશ. જાગેલીને બોલાવવી ઠીક નહિં.

( ઓરડીમાં જમીન ઉપર સુતેલી શશિરેખા )

**શશિરેખા**—( ઝબકીને બેઠી થઈ ) ઓ મા ! હું કયાં છું ? હાય ! હાય ! મ્હેં શુ દીઠુ ? સ્વપ્નું હશે ? અહીં કોઈ નથી. હાય ? હાય ? મૌડી હું બીહી મરછુ. મ્હારી પાસે કોઈ નથી મ્હને કોઈ મારી નાંખવા આવ્યું હશે, કે મ્હારી લાજ લેવા કોઈ આવ્યું હશે મ્હેં સાંકળ તો ખખડી સાભળી એ શું જાગીને મ્હને બ્હાર કાઢવા આવ્યા હશે? હાય ! હાય ! હું નિરાધાર, નિરાશ્રય ઉપર દયા કરો પ્રભુ ! મ્હને બચાવો હવે મ્હને અહી કેમ ઉંઘ આવશે–જાગતી જ પડી રહું એટલે કાંઈ બ્હીક નહિં લાગે

( ઓરડીની બ્હાર મદનનન્દન )

**મદનનન્દન**—બિચારી સ્વપ્નાથી ભય પામેલી જણાય છે. મ્હારા મનમાં ઇચ્છા થાય છે કે હમણાં જઈ એને દિલાસો દઉં, પણ કદાચ ઉલટો ભડકી બેસે, કેમકે સ્વપ્નું ભયંકર જણાય છે માટે જરા પાછી ઉંઘવા દઉં. ( ધીમેથી બારણું ઉઘાડી અંદર પ્રવેશ કરેછે.) હા ! આ દીવાના ઝાંખા પ્રકાશમાં પણ એનું મ્હો કેવું ચળકાટ મારે છે ! શી ગોરી ચામડી છે ! આવી ગોરીતો એની બ્હેન પણ નથી. અદ્રિલતાને ઘણી ખૂબસૂરત ધારી હું એના મોહમા આજ સુધી ફર્યો હતો, પણ હા ! શશિરેખા ત્હને પ્હેલી આટલી પાસેથી દીઠી હોતતો ત્હારી બ્હેનના સામું પણ ના જુવત. પણ શશિ ! ત્હારી બ્હેન સરળ જણાય છે, તેવી તું નથી તો; નહિં તો, આજ છ મહિનાથી હું આ ઘરમાં આવુંછું અને આજ સુધી તું મ્હારાથી દૂર-

મદન—ના; હું એવુ કાંઇ પીતો નથી.

શશિ—નથી પીતા? મ્હેં જાણ્યું તમે એમના દોસ્ત એટલે પીતા હશો.

મદન—(સ્વગત) આ મૂર્તિ કાંઇ જૂદીજ છે. (ચાસન) ના; હું એવું નથી પીતો માટે તસ્દી ના લેશો.

શશિ—(સ્વગત) કોઇ પણ ઉપાયે હવે નીચે જતી રહું, કેમકે સસરાજી ચાર વાગે ઉઠે છે. પણ હજી તો ત્રણ હમણાં જ સંભળાયા, અને ત્યાં સુધી આ દુષ્ટની ધીરજ રહે એવા ડોળ નથી.

મદન—શશિરેખા! મ્હારી એક વિનંતી છે.

શશિ—(સ્વગત) દુષ્ટને એવી વાત કરવાનો વખત આપવો જ નહિં. (ચાસન) વિનતી કરવી હોય તો સવારે આવજો અત્યારે નહિં.

મદન—(સ્વગત) જુલમ વગર આ સ્ત્રી વશ થવાની નથી. (જરા પાસે જઇ) શશિરેખા હું કહુંછું.-

શશિ—(ગુભરાતી પાછી હઠી) તમારે જે કહેવુ હોય તે એટલે દૂરથી કહો, હું બહેરી નથી.

શશિ—મ્હારી બ્હેનને જે કહ્યું હોય તે સવારે આવીને ક્હેજો.

મદન—( સ્વગત ) હઠીલી છે. મ્હારી પાસે કાંઈ હથીયાર પણ નથી, એક લાકડી પણ નથી–નહિં તો આ સ્ત્રીના ભાર હતા કે મ્હારા સામી થાય ?

શશિ—( સ્વગત ) હું ક્યાં જાઉં ? આ રસ્તો રોકી ઉભોછે. દાદર આગળ થઇને જાઉં તો એ દુષ્ટ મ્હને સ્પર્શ કરે; અરેરે ! મ્હારી પાસે હથીયાર હોત તો આ ઘડીએ આ દુષ્ટનું મુડદુ પડયું હોત, પછી ભલે હુ ફાંશીયે જાત. સારૂં થાત. એ દુષ્ટ મરત અને હું પણ જગતથી છૂટત.

મદન—શશિરેખા ! હું મદનનન્દન છું તે જાણેછે ? મ્હારા આગળ કોઈનું ચાલ્યું નથી.

શશિ—( સ્વગત ) હવે આ દુષ્ટને ગમે તે રીતે દૂર કરવો જોઇશે; નહિં તો મ્હારી લાજ લેશે.

મદન—( આગળ આવી ) શશિરેખા ! તમે મ્હારાથી ડરોછો ? હું તમારો છું, મ્હને આલિંગન–

શશિ—માટે જ હું તમારી પાસે આવું છુ. લે દુષ્ટ ! ત્હને આવું જ અલિંગન ઘટે. ( પાસે જઇ છાતીમાં જોરથી લાત મારે છે. ) (મદનનન્દન દાદરેથી પડી જાય છે. )

( શશિરેખા થાકથી મૂર્છા ખાઇ પડે છે. )

(નેપથ્યમાં–કોણ એ ! શું થયું ? કોણ પડયું !) (અનિલચંદ્ર ઉંઘમાંથી ઉઠી પ્રવેશ કરે છે. )

અનિલચંદ્ર—(દાદર આગળ આવી ) આ કોણ ! આ શું ! મદનનન્દન ! મદનનન્દન ! તું ક્યાંથી ? ભાઇની મેડીયેથી પડયાછો કે ? બોલતો નથી; પીધેલો હશે ? માથામાંથી લોહી નીકળે છે. મદનનન્દન !

મદનનન્દન! જોઉં ઉપર ! પણ કિશોર જાગતો નહિં હોય ! જોઉં બૂમ પાડું. કિશોર! કિશોર ! એ પણ ઠેકાણા વગરના જ પડયા હશે. શશિરેખા! શશિ ! એ તો ઉઘતી હશે બિચારી, જોઉ ચાકરને મોકલું; ના, પણ હુંજ જાઉ, જે હશે તે જણાશે !પણ આ મદનીયાને લોહી નીકળતું બંધ થવું જોઇએ. નહિતો મરી જશે. મરી જશે તો પાપ જશે. પણ હું બદનામ થાઉં. અલ્યા કાળીયા!—એ રેવલી ! જુઓ આ માસ્તરનો છોકરો દાદરેથી પડયોછે તેને માથે પાણી છાંટી બેઠો કરી ઉચકીને હીચકા ઉપર નાખો. (ઉપર જઇને) હાય ! હાય ! દુષ્ટે બિચારી ઉપર જુલમ તો નહિ કર્યો હોય ! શશિરેખા ! શશિ ! હાય ! બિચારી છેક બેભાન છે; અલ્યા કાળીયા, રેવલી રહેવાદો એ મદનીયાને અને જગાડો બાઇને અને ઉપર આવો. જાઓ એક જણ દાકતરને તેડી લાવો. આ બિચારી શશિરખાને ધીમે રહીને ઉપાડીને સામી મેડીયે ખાટચ ઉપર સુવાડો. પેલા ભાઇ સાહેબ તો પોઢેલા જ છે, કે પછી પરવશ હશે. ગમે તેમ હોય પણ એમને સ્ત્રીની પરવા જણાતી નથી. ભલે પોઢયા રહો ભાઇ, તમારી નિદ્રા અખંડ રહો.

( નોકરો શશિરેખાને લઇ જાય છે. સાથે અનિલચંદ્ર જાયછે )

( અંક ૪ થો સમાપ્ત. )

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયનું ઘર.

પાર્વતી—કેમ અલી સીતા ! શુ કરે છે?

સીતા—બાઇનાં લૂગડાં ધોઉંછું; તું ફુલ આપવા આજ મોડી કેમ આવી?

પાર્વતી—બીજાં ઘરાકને ઘેર ફરી ફરીને આવી. કેમ હવે શેઠ શેઠાણીને કેમ ચાલેછે?

સીતા—ચાલેછે એમનું એમ. શેઠ દહાડે દહાડે ઘટે છે, અને શેઠાણી વધે છે.

પાર્વતી—પણ પહેલાં તો શેઠાણી શેઠના સામુંએ ન્હોતાં જોતાં, તે તો હવે ઠીક છે ને?

સીતા—એતો પહેલાં અવ્યાં ત્યારે એમ હતું. હવે તો શેઠ એવા લાડ લડાવેછે, તેથી શેઠાણી ખુશી આનંદમાં રહે છે.

પાર્વતી—બીજું કોઇ આવે છે ખરૂં કે?

સીતા—મૂઇ તુ ! એવી વાત કરવા કયાં આવીછે? તું તારે માર્ગે ચાલીજા. આપડે કોઇની એવી વાત કરવી શુ કામ પડે?

પાર્વતી—બેર રાંડ, એમાં તે શુ હતું? શેઠની બિચારાની અવસ્થા થઇ અને બાઇ તો ભરજુવાનીમાં છે, તે એમ જ હોય.

સીતા—જા બા જા! તું તારે કામે જા. વળી કોઇ સાભળશે તો મ્હને શેઠાણી પાસે ખીજ ખવડાવશે. પેલો શપાઇડો મ્હારા ઉપર બહુ રીસે ભરાય છે. શેઠાણીની હુ માનીતી છું તેથી કાંઇ કાંઇ બ્હાને મ્હારો વાંક કઢાવેછે. તે દહાડે મ્હે ત્હને પ્હેલા દિવસની બધી વાત કહી

હતી તે એ રણધીરીયાએ સાંભળી લીધું. અને બીજાને કહી દીધું અને મ્હને શેઠાણી પાસે માર ખવડાવ્યો.

**પાર્વતી**—તું માર ખાઇ રહી કેમ ! એવી ચાકરી મૂકી દઇ ચાલ્યાં જઇએ.

**સીતા**—જઇએ કેમ બા ! ગમે તેટલું મારે ઝુડે પણ શેઠાણીના મ્હારા ઉપર ચારે હાથ છે. પગાર મ્હોંમાગ્યો આપેછે. તે ઉપરાંત કેટલું મળેછે.

**પાર્વતી**—મળેસ્તો બા. તું તો એની ખાનગી ખરીને.

**સીતા**—મેર મૂઇ, અદેખી કેમ થાયછે ? તને કયાં ઓછું મળે છે ? તું પણ રાંડ કોઇની ખાનગીમાં નહિ હોય કે.

**પાર્વતી**—જા, જા, મૂઇ એવું બોલે છે ?

**સીતા**—પાર્વતી ! મધુમુખરામ વકીલ ગામમાં છે કે ગયા છે !

**પાર્વતી**—એ રહ્યો. એ કયાં જવાનો હતો ? એને જ ખરી મઝાછે તો. ત્હારા શેઠ કહીં જવાનાછે ?

**સીતા**—ત્હને કોણે કહ્યું ?

**પાર્વતી**—મ્હેં તો સાંભળ્યું–મધુમુખના ઘરમાંથી–કે શેઠ મુંબાઇ જવાના છે.

**સીતા**—જાય બા; હમણાં હમણાં શેઠને કામ ઘણું છે, એટલે ઘણીવાર મુંબાઇ અને ગામ પરગામ જવું પડેછે.

**પાર્વતી**—ત્યારે શેઠાણી બચારાં એકલાં કેમ રહેતાં હશે ? તું પાસે સૂતી હોઇશ તો ?

**સીતા**—રાત્રે હુ સૂઉંછું, અને દહાડે તો બીજા ઘણાએ આવે છે જાયછે, એટલે શેઠાણીને અણગમુ આવેજ નહિં. બિચારીની મા

મરી ગઈ તેવામાં બહુ દુબળી થઈ ગઈ હતી, પણ પછી તો રમત ગમતમાં દહાડા નીકળી ગયા.

**પાર્વતી**—અલી સીતા! શેઠાણીને કાંઇ આશા પડતું સંભળાય છે, ખરી વાત?

**સીતા**—નારે બાઈ! એતો ગયે મહિને જરા ચાર દહાડા ચઢયા એટલે શેઠ અધીરા થઈ રહેલા એટલે ખુશી ખુશી થઇ ગયા અને ગોરૂને મ્હોંએ વગરૂ સમઝયુ બોલી ગયા. ગોર મુવો મશ્કરો છે, તે બધે કહી આવ્યો, અને બે દહાડા થયા ને પછી એમાંનું કાંઇ નહિ.

**પાર્વતી**—અરે બાઇ! એ તો ખરૂં નસીબ હોય તો ખરૂં પડે.

**સીતા**—બચારીની માશી ધણીએ બાધા આખડી દોરા-ચિઠ્ઠી કરે છે પણ કાંઇ વળતું નથી. શેઠ તો બચારા રોજ પેસો નવો વૈદ્ય આવ્યો છે તેની સાથે માથાઝીક કરે છે; અને મોતી વટાવે છે ને હીરા વટાવે છે ને પૈસો ખરચે છે; પણ પરભુજીની મરજી વના કાંઈ થાય છે બાઇ!

**પાર્વતી**—એમ કરતે કરતે સહુ થશે.

**સીતા**—શું થશે? મ્હને કાંઈ આશા પડતી નથી શેઠની ઓરડીની પાસે હું સુઊં છું તે આ બધું જાણું છું. આખી રાત શેઠ તો ખું ખું કરે છે. વરસ દહાડાથી દમનો રોગ એવો લાગુ થયો છે કે કાંઈ વાત નહિં. મ્હને તો બા સારૂં સઝતું નથી, બાઈનું નશીબ સારૂં હશે તો આમને આમ નભશે, નહિં તો—

**પાર્વતી**—નહિંતો કરમમાં ખોટું તો લખ્યુંજ છે તો.

(નેપથ્યમાં "સીતા કયારની લૂગડાં ધોવા ગઈ છે તે કેમ

આવી નહિં—ચાલ જલદી કર, બાઇને મારીને ઘેર જવું છે. )

સીતા—હાય! હાય! બા આ પેલો મુવો રણધીરીયો, મુવાએ બધું સાંભળ્યું હશે; જા તું હવે, હું આટલાં લૂગડાં ધોયા છે તે લુઇને જાઉ. (બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પર્જન્યપુર—ગગનવિહારીનું ઘર.

**ગગનવિહારી**—કેમ અલ્યા કેવળ! આજ તો છેક દશ વાગી ગયા પછી આવ્યો?

**કેવળ**—સાહેબ! શું કરૂં? રાયજી સાહેબને ઘેર વાર થઈ.

**ગગન**—રાયજી સાહેબને ઘેર કાલે ગયો હતો અને આજ પાછો?

**કેવળ**—સાહેબ એ હવે રોજ બેસે છે, પહેલાં તો ત્રીજે ચોથે બેસતા, પણ હવે આ નવાં બાઇ આવ્યાં પછી રોજની વરધી છે.

**ગગન**—એમ કે? ચાલ્ય, બેશ. રાયજીની હજામત તો હવે બધી ધોળી થઈ ગઈ હશે.

**કેવળ**—સાહેબ, મુછે અને માથે કલપ કરે છે એટલે શી ખબર પડે; અને હજામત રોજ કરાવે.

**ગગન**—શેઠાણીને હવે કેવું ચાલે છે?

**કેવળ**—સાહેબ, આપણે કોઇના ઘરની વાત કરતા નથી; બીજા ધાયજા કરતા હશે, પણ આપણને એવી આદતજ નથી.

**ગગન**—રાયજી ગામ જવાના છે?

**કેવળ**—આજ જવાના છે, શેઠાણી આ વખતે નથી જવાનાં.

ગગન—શું કહ્યું ?

કેવળ—બાઈ આવ્યાં તે દિવસે શેઠના મ્હો સામુંએ ન જુવે. શેઠ ઘણું ઘણું સમઝાવે—કેટલા દાગીના, રૂપીયાં, લૂગડાં મ્હોં આગળ મુક્યાં, પણ શેઠાણી તો પથ્થર જેવી તે નીચેથી ઊંચું ન જૂવે અને એક અક્ષર બોલે નહિં; બહુ હઠીલી, રોયા કરે, પછી વળી શેઠે છાની રાખી, અરે સાહેબ! એ વાત આપના આગળ કેમ થાય!

ગગન—હવે કેમ છે હવે?

કેવળ—હવે તો સાહેબ, વખત ઘણો થયો, એટલે ચાલે બધું રીત પ્રમાણે; પણ, સાહેબ, એ તો જાણોછોને સાહેબ!

ગગન—મધુસુખ રોજ આવે છે કેં ત્યાં?

કેવળ—હા સાહેબ, મધુસુખ, ગોર, બધા ઘણા આવે છે. પણ સાહેબ, મ્હારૂં નીમ ન આવે હો!

ગગન—તારે ત્હારૂં નામ શેનું વળી આવે; મ્હારે કોને કહેવું હતું? (બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્જન્યપુર—મન્યુકુમારનું ઘર.

મન્યુકુમાર—કેમ દાક્તર સાહેબ, આવો! કેમ છે શશિરેખાને હવે કેમ છે?

ઈન્દીવરકુમાર—ઠીક છે, પણ બિચારીને મનની પીડા ઘણીછે.

મન્યુ—મનની છે અને તનની પણ છે; રોજ માર ખાયછે.

ઈન્દીવર—હમણાં તો ખાટલે પડી છે તે ઉઠે ત્યારે.

મન્યુ—અરેરે ! બિચારી.

ઇન્દીવર—કોઈ એની દરકાર રાખતું નથી. ધણી તો છે છે. કેલ વ ઠેલ; આખો દિવસ ને રાત બહાર રખડે, એને ધણીને હાથે દવા લેવાની મ્હેં ના કહેલી છે, એનો ભરૂંસો નહિં. એની સાસુ તો ઢોંગી છે; રોજ મંદવાડનો ઢોંગ કરે છે, બિચારો સસરો બ્હીતો બ્હીતો સારવાર કરે છે, કેમકે એની સ્ત્રી રોજ ઠ્હેન લાવે છે.

મન્યુ—મા પણ નથી, માશી છે તે ઢગ વગરની અને સ્વચ્છંદી છે.

ઇન્દીવર—માશીને પેસવા કોણ દે ? નલિનીનો હુકમ છે કે માશીને, બિલકુલ આવવા દેવી નહિં.

મન્યુ—અને બ્હેન સાહેબ તો બડાં બાઈસાહેબ થઇ ગયાં એટલે ખબરજ શેનાં કાઢે ?

ઇન્દીવર—બ્હેન સાહેબ એકવાર જોવા પધાર્યાં હતાં, અને પછી રોજ ચાકરડીને, ગુમાસ્તાને કે સિપાઇને ખબર કાઢવા મોકલે છે.

મન્યુ—ડોસો કોઈવાર આવ્યો હતો કે ?

ઇન્દીવર—ડોસાને અનિલચંદ્ર પેસવા દેતો નથી.

મન્યુ—બિચારીના બાપને પણ નહિં ?

ઇન્દીવર—નહિં, નહિં. બાપ તો આવે છે; હું સમઝ્યો ઇન્દુશેખર.

મન્યુ—અરે જવા દો એ દુષ્ટનું નામ, અત્યારે જમતાં પહેલાં એનું નામ ક્યાં દીધું ?

( ગગનવિહારી અને જ્ઞાનેંદ્રરાય પ્રવેશ કરે છે. )

ગગનવિહારી—એનું નામ મ્હને તો દિવસમાં પચાસવાર

સાંભરે છે, અને રાત્રે સ્વપ્નાં પણ એનાં આવે છે. હુંતો એની વાતો સાભળી સાંભળીને થાકયો.

મન્યુ—મ્હારે એની એક વાત પણ સાંભળવી નથી. એ દુષ્ટનું નામજ ન દેવું.

ઇન્દીવર—અરે એને ત્યાં તો એવાં રંગરાગ ચાલે છે ! ઇન્દુશેખર તો બિચારો ભોળો છે, પણ વ્હેમીલો ઘણો છે.

ગગન—જેટલું સાંભળીએ છીએ એટલું ખરૂં હોય તો બૈરી બહુ જબરી કહેવાય.

જ્ઞાનેંદ્ર—અરે એ બધું કાંઈ ખરૂં નહિં. લોક તો ઘણી વાત ખોટી બનાવે છે. અનુમાન કરે છે જગતની વાત માનવી નહિં.

( રવિનન્દન પ્રવેશ કરે છે. )

ગગન—આવો રવિનન્દન ! તમે કાંઈ સાંભળ્યું હશે.

રવિનન્દન—શું ? મ્હેંતો સાંભળ્યું નથી, નજરે દીઠું છે.

ગગન—જુવો માસ્તર, આ નજરોનજર પુરાવો.

જ્ઞાનેંદ્ર—અરે સાહેબ, નજરે દીઠેલી વાત પણ ખોટી પડેછે.

રવિ—હું કાંઈ એવી નિદાની વાત નથી લાવ્યો. એ કામ ગગનવિહારી જે બધે જગત્‌માં ફરે તેનું. હુંતો નજરે દીઠું છે તે લાવ્યો છું. માત્ર રમુજ માટે લાવ્યો છું, જુવો. ( છબી બતાવે છે ).

ઇન્દીવર—શાબાશ ! રાયજી, ઘરડેઘડપણ શૉક ઠીક કર્યો છે.

ગગન—આતો મુબાઈમાં છબી પડાવી હશે. પેલો કેવળ ધાયજો કહેતો હતો કે ત્યાં ઝીકની ટોપી પહેરી ફરતો હતો.

ગગન—બાઇ સાહેબ કોચ ઉપર બેઠાં છે અને નીચે તેમના પગ ઉપર હાથ રાખી, હાથ આગળ માથું રાખી ડોસાજી બેઠા છે.

રવિ—સાથે બેસે તો ડોસા જરા ઊંચા મ્હોટા દેખાય માટે આમ બેઠા હશે

**જ્ઞાનેંદ્ર**—મ્હારી સ્ત્રીના વિચાર સુધારાના પક્ષના છે; એનો સ્વભાવ જરા સ્વચ્છંદી અને પોતાનુંજ ખરૂં કરવાનો છે તેથી; બાકી મત વિરૂદ્ધ નહિં.

**રવિ**—ઈન્દુશેખરને દમનો રોગ લાગુ પડયો છે ખરી વાત કે?

**ઇન્દીવર**—કોણ જાણે હું કાંઈ હવે એમને ત્યાં જતો નથી; પણ મ્હારા સિપાઇનો ભાઈ એને ઘેર પટામાં છે તે કહેતો હતો ખરો. ઓસડ તો નવા વૈદ્ય ધનહરશંકરનું ચાલે છે.

**રવિ**—ધનહરશંકર તે સર્વહરશંકર થઈ જશે કે શું?

**ગગન**—મધુમુખ છે ત્યાં સુધી બીજા કોઈનું ઘણું ફાવી જવા દે નહિં.

**મન્યુ**—બધાએ મળી ડોસાનું ધન, આબરૂ સર્વસ્વ લઇ લેશે. ભોગ ડોસાના; કરશે તેવું પામશે.

**જ્ઞાનેંદ્ર**—ભાગ્યદેવીની આજ્ઞાનુસાર સર્વ થશે. આપણી ચિંતા પ્રયત્ન સર્વ મિથ્યા છે.

**ઈન્દીવર**—ચાલો સાહેબ, બાર વાગ્યા, રજા લઉં.

**રવિ**—ચાલો બધાએ ઉઠીયે. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—પર્જન્યપુર—રસ્તામાં; પછીથી ઈન્દુશેખરરાયનું ઘર.**

**મધુમુખરામ**—અદ્રિલતા હવે ખરેખરી ખૂબસૂરતીમાં આવી છે, ત્યારે ઈન્દુશેખર ડોસા દમીયલ થઇ ગયા છે! પરણ્યા ત્યારથીજ ડોસા તો હતા, પરંતુ જેમ જેમ સ્ત્રીનું યૌવન ખીલતુ જાય છે તેમ તેમ પતિજીનું વૃદ્ધત્વ ખીલતું જાય છે. ત્રણ ત્રણ વર્ષ થયા પણ

તું પ્રિયની રાણી હૃદયરાણી તુજ વિશે સહુ આશ છે,
તુજ પ્રીતિ ભૂખ્યો ચરણરજ આ ઇન્દુશેખર દાસ છે. તું૦ ૪

ઇન્દીવર—સાબાશ ! ડોસા ! સાબાશ ! તું પણ ખરો મોજીલો છે.

ગગન—અસ્ત્ર મોજીલા તો બીજા છે.

જ્ઞાનેંદ્ર—સાહેબ; પરનિંદામાં શુ ફળ છે ! એવાં વૃદ્ધનાં લગ્ન સંબંધે લોક એવી વાત કરેજ.

રવિ—માસ્તરનો છોકરો પણ એ મોજીલાના નંબરમાં ગણાય છે, તેથી માસ્તર તમે એનો બચાવ કરો છો.

જ્ઞાનેંદ્ર—સાહેબ, આપણે છોકરો, બૈરી, શું કરે છે તે તરફ લક્ષજ નથી; માત્ર નોકરી કરવી, અને પુસ્તકો વાંચવાં એજ કામ. અને હવે તો એકાદ વર્ષમાં પેનૂશન લઇ નીરાંતે બહાર યાત્રા કરતા ફરીશું.

ગગન—સન્યાસી થજો માસ્તર.

રવિ—બિચારા સન્યાસીજ છે.

મન્યુ—રવિનન્દન ! જવાદો હવે એ વાત. માસ્તરને પોતાને માટે અને બીજા આખા જગત્ માટે ખોટું લાગે છે.

ગગન—દાક્તર સાહેબ ! અનિલચંદ્ર પોતે પણ કાંઈ અશક્ત રહેતો હોય એમ લાગે છે.

ઇન્દીવર—હા, બિચારાને દરદ ખરાબ લાગુ પડ્યું છે, ક્ષય જેવું જણાય છે

મન્યુ—બિચારાના વિચાર કેવા સારા છે. પણ સ્ત્રીને લીધે કુધારામાં ઘસડાયો છે.

રવિ—માસ્તર એના કરતાં હિંમતવાળા ખરા કે સ્ત્રી જબરી છતાં આપણા મંડળમાં ભળે છે.

**જ્ઞાનેંદ્ર**—મ્હારી સ્ત્રીના વિચાર સુધારાના પક્ષના છે; એનો સ્વભાવ જરા સ્વચ્છંદી અને પોતાનુંજ ખરૂં કરવાનો છે તેથી બાકી મત વિરૂદ્ધ નહિં.

**રવિ**—ઈન્દુશેખરને દમનો રોગ લાગુ પડયો છે ખરી વાત કે?

**ઇન્દીવર**—કોણ જાણે હું કાંઈ હવે એમને ત્યાં જતો નથી. પણ મ્હારા સિપાઇનો ભાઈ એને ઘેર પટામાં છે તે કહેતો હતો ખરો. ઓસડ તો નવા વૈદ્ય ધનહરશંકરનું ચાલે છે.

**રવિ**—ધનહરશંકર તે સર્વહરશંકર થઈ જશે કે શું ?

**ગગન**—મધુમુખ છે ત્યાં સુધી બીજા કોઈનું ઘણું ફાવી જવા દે નહિં.

**મન્યુ**—બધાએ મળી ડોસાનું ધન, આબરૂ સર્વસ્વ લઇ લેશે. ભોગ ડોસાના; કરશે તેવું પામશે.

**જ્ઞાનેંદ્ર**—ભાગ્યદેવીની આજ્ઞાનુસાર સર્વ થશે. આપણી ચિંતા પ્રયત્ન સર્વ મિથ્યા છે.

**ઈન્દીવર**—ચાલો સાહેબ, બાર વાગ્યા, રજા લઉં.

**રવિ**—ચાલો બધાએ ઉઠીયે. ( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પર્જન્યપુર—રસ્તામાં; પછીથી ઈન્દુશેખરરાયનું ઘર.

**મધુમુખરામ**—અદ્રિલતા હવે ખરેખરી ખૂબસૂરતીમાં આવી છે, ત્યારે ઈન્દુશેખર ડોસા દમીયલ થઇ ગયા છે! પરણ્યા ત્યારથીજ ડોસા તો હતા, પરંતુ જેમ જેમ સ્ત્રીનું યૌવન ખીલતું જાય છે તેમ તેમ પતિજીનું વૃદ્ધત્વ ખીલતું જાય છે. ત્રણ ત્રણ વર્ષ થયાં પણ

હશે ડોસાજીને સતતિ પણ થઇ નહિં ? ક્યાંથી થાય ? અદ્રિલતાને કાંઇ એ વિશે અસતોષ હોય એમ જણાતું નથી. મ્હારી સ્ત્રી કરતાં અદ્રિલતા વધારે ખૂબસૂરત હશે ! કોણ જાણે ! આવી સુન્દર સ્ત્રી અને આટલુંબધા ધનનો ધણી ખરો ભાગ્યવાન્ ગણાય આ બધી મિલકત ઉપર કબજો કરી જેટલું લેવાય એટલું લેવું. પણ ધન વ્હાલું ગણુ કે અદ્રિલતા ! કાંઇ સમઝાતું નથી ! હૃદય ઘડીમાં એ સુન્દરી તરફ દોડે છે, ઘડીમાં ધન તરફ જાય છે. જેમે તે ઉપાયે બન્ને સચવાય એવું થાય તોજ મ્હારી ચતુરાઇ. ઘરના નોકર ચાકરને મ્હેં વશ તો કર્યા છે, એટલે એ કોઇ કાંઈ કહેતો નહિં. પણ ડોસો વ્હેમીલો ઘણો છે—હોયજ—પોતાની અવસ્થા પોતે સમજે એટલે સ્વાભાવિક રીતે વ્હેમીલો થાયજ. તેથી હમણાં હમણાં જાપ્તો ઘણો રાખે છે—પણ ડોસાને હરેક બ્હાને ગામ બ્હાર કાઢવાનો મ્હે જે રસ્તો ખોળ્યો છે તે પણ ઠીક છે. વૈદરાજ પણ મ્હારૂં માને છે એ સુભાગ્ય છે-વૈદ્ય અને ડોસો મળી ભલે પહાડ પર્વતમાં રખડે, કોટિ ઉપાયે એને કાંઈ ઔષધી મળવાની નથી. વૈદ્ય પણ બડો પહોંચેલો જણાય છે—તે આબુ-અને નીલગિરિ અને સહ્યાદ્રિ—વગેરે પર્વતોમાં ડોસાને ફેરવી ઔષધીઓ ખોળે છે અને પૈસા કઢાવે છે. ડોસા પાસે પૈસા ન હોત તો પરણત પણ ક્યાંથી ? પૈસાથીજ જગત્ લોભાય છે, અને ફસાય છે પૈસાને લીધેજ ઈન્દુશેખરના નોકર ચાકર મ્હારે કબજે થયા છે. પણ લે વાણીયા ત્હારા ને ત્હારા જેવુંજ આપણે તો કર્યું છે—ડોસાના પૈસા વડેજ મઝા કરીએ છીએ. ડોસો વસી-યતનામુ ન કરે એ સાવચેતી રાખવી જોઇએ. ડોસાને જીવવાની ઉમેદ ઘણી છે એટલે કરશે તો નહિંજ તોપણ કદાચ પેલા પરદુઃખ-ભંજન સુધારાવાળામાંથી કોઈક સમઝાવે તો આડુંઅવળું થાય, માટે

વગર વસીયતનામે ઉસો રામશરણુ થાય તોજ લાભ, તોજ અદ્રિલતા મ્હારી હમેલી રહે! નહિં તો કદાચ્ બધુ ધન એને તો આખરે આપણને લાત મારી કાંઢી પણ મૂકે. કાઈ કહેવાય નહિ. સ્ત્રીનો વિશ્વાસ નહિં; માટે એને સમઝાવી મૂકવી જોઇશે. આજજ વાત કરવી; પણ આવી ખૂબસૂરત સુન્દરીને દગો દેવો! ખૂબસૂરતીનું મૂલ્ય વધારે કે ધનનુ? ધનનુંજ વધારે. ધન આગળ સૌન્દર્ય કાંઈ ગણુતરીમાંજ નથી. ધનથી સૌંદર્ય પણ વશ થાય છે, માટે એમજ કરવું; હૃદયને વશ કરી કાર્ય સિદ્ધિ કરવીજ, નહિં તો મ્હારી આટઆટલી મહેનત પાણીમાં જશે.

(નેપથ્યમાં સગીતસ્વર) પણ આ શુ! આ સંગીતસ્વર ક્યાંથી આવે છે?

(નેપથ્યમાં=*ગહન કુસુમકુંજમાંજ મૃદુલિ મધુરી બંસી બાજે;

વિસરી ત્રાસ લોકલાજ સજની આવોઆવોરે. ગહન૦

ધારિ ચારૂ નીલવાસ હૃદય પ્રણય કુસુમ રાસ;

હરિણુ નેત્ર વિમલહાસ કુંજવને આવોરે. ગહન૦

(કંઠગીત બંધ થઈ વાદ્ય સભળાય છે.)

આ શુ? આ સ્વર તો ઇન્દુશેખરના દિવાનખાનામાંથીજ આવે છે. અદ્રિલતા ગાતી હશે! બીજું કોઇ ઘરમાં છે નહિં એટલે એજ ગાતી હશે! મ્હે એને વગાડતાં શીખવ્યું છે, પણ મ્હારા આગળ હજી સુધી શરમને લીધે ગાયું નથી—પરન્તુ એનોજ સ્વર છે—શ્રીમુખી કહેતી હતી કે ઘણું સુન્દર ગાય છે—જરા ઉભો રહીને સાંભળું—નહિં તો મ્હને દેખી બંધ થઇ જશે—તો મ્હને આ લાભ ફરી ફરી મળવો કઠણુ પડશે.

---

* રાગ ખમાચ એકતાલ.

હશે. ડોસાજીને સતતિ પણ થઇ નહિં ? ક્યાંથી થાય ? અદ્રિલતાને કાંઇ એ વિશે અસતોષ હોય એમ જણાતું નથી. મ્હારી સ્ત્રી કરતાં અદ્રિલતા વધારે ખૂબસુરત હશે ! કોણ જાણે ! આવી સુન્દર સ્ત્રી અને આટલાબધા ધનનો ધણી ખરો ભાગ્યવાન્ ગણાય આ બધી મિલકત ઉપર કબજો કરી જેટલું લેવાય એટલું લેવું. પણ ધન વ્હાલું ગણું કે અદ્રિલતા ! કાંઇ સમઝાતું નથી ! હૃદય ઘડીમાં એ સુન્દરી તરફ દોડે છે, ઘડીમાં ધન તરફ જાય છે. ગમે તે ઉપાયે બન્ને સચવાય એવું થાય તોજ મ્હારી ચતુરાઇ. ઘરના નોકર ચાકરને મ્હેં વશ તો કર્યા છે, એટલે એ કોઇ કાંઈ કહેતો નહિં. પણ ડોસો વ્હેમીલો ઘણો છે—હોયજ—પોતાની અવસ્થા પોતે સમઝે એટલે સ્વાભાવિક રીતે વ્હેમીલો થાયજ. તેથી હમણાં હમણાં જાપ્તો ઘણો રાખે છે—પણ ડોસાને હરેક બ્હાને ગામ બહાર કાઢવાનો મ્હે જે રસ્તો ખોળ્યો છે તે પણ ઠીક છે. વૈદરાજ પણ મ્હારૂં માને છે એ સુભાગ્ય છે—વૈદ્ય અને ડોસો મળી ભલે પહાડ પર્વતમાં રખડે, કોટિ ઉપાયે એને કાંઈ ઔષધી મળવાની નથી. વૈદ્ય પણ બડો પહોંચેલો જણાય છે.—તે આબુ—અને નીલગિરિ અને સહ્યાદ્રિ—વગેરે પર્વતોમાં ડોસાને ફેરવી ઔષધીઓ ખોળે છે અને પૈસા કઢાવે છે. ડોસા પાસે પૈસા ન હોત તો પરણત પણ ક્યાંથી ? પૈસાથીજ જગત્ લોભાય છે, અને ફસાય છે પૈસાને લીધેજ ઇન્દુશેખરના નોકર ચાકર મ્હારે કબજે થયા છે. પણ લે વાણીયા ત્હારા ને ત્હારા જેવુંજ આપણે તો કર્યું છે—ડોસાના પૈસા વડેજ મઝા કરીએ છીએ. ડોસો વસીયતનામુ ન કરે એ સાવચેતી રાખવી જોઇએ. ડોસાને જીવવાની ઉમેદ ઘણી છે એટલે કરશે તો નહિંજ તોપણ કદાચ પેલા પરદુઃખભંજન સુધારાવાળામાંથી કોઈક સમઝાવે તો આડુંઅવળું થાય, માટે

વગર વસીયતનામે ડોસો રામશરણુ થાય તોજ લાભ, તોજ અદ્રિલતા મ્હારી હમેશી રહે! નહિંતો કદાચ્ બધુ ધન એને તો આખરે આપણને લાત મારી કાઢી પણ મૂકે. કાંઈ કહેવાય નહિ. સ્ત્રીનો વિશ્વાસ નહિં; માટે એને સમઝાવી મૂકવી જોઈશે. આજજ વાત કરવી; પણ આવી ખૂબસૂરત સુન્દરીને દગો દેવો! ખૂબસૂરતીનું મૂલ્ય વધારે કે ધનનુ? ધનતુંજ વધારે. ધન આગળ સૌંદર્ય કાંઈ ગણુતરીમાંજ નથી. ધનથી સૌંદર્ય પણ વશ થાય છે, માટે એમજ કરવું; હૃદયને વશ કરી કાર્ય સિદ્ધિ કરવીજ, નહિંતો મ્હારી આટઆટલી મહેનત પાણીમાં જશે.

(નેપથ્યમાં સંગીતસ્વર) પણ આ શુ! આ સંગીતસ્વર ક્યાંથી આવે છે?

(નેપથ્યમાં=*ગહન કુસુમકુંજમાંજ મૃદુલિ મધુરી બંસી બાજે;
વિસરી ત્રાસ લોકલાજ સજની આવોઆવોરે. ગહન૦
ધારિ ચારૂ નીલવાસ હૃદય પ્રણય કુસુમ રાસ;
હરિણ નેત્ર વિમલહાસ કુંજવને આવોરે ગહન૦
(કંઠગીત બંધ થઈ વાદ્ય સંભળાય છે.)

આ શુ? આ સ્વર તો ઇન્દુશેખરના દિવાનખાનામાંથીજ આવે છે. અદ્રિલતા ગાતી હશે! બીજું કોઇ ઘરમાં છે નહિં એટલે એજ ગાતી હશે! મ્હે એને વગાડતાં શીખવ્યું છે, પણ મ્હારા આગળ હજી સુધી શરમને લીધે ગાયું નથી—પરન્તુ એનોજ સ્વર છે—શ્રીમુખી કહેતી હતી કે ઘણું સુન્દર ગાય છે—જરા ઉભો રહીને સાંભળું—નહિં તો મ્હને દેખી બંધ થઇ જશે—તો મ્હને આ લાભ ફરી ફરી મળવો કઠણુ પડશે.

---

* રાગ ખમાચ એકતાલ.

(નેપથ્યમાં)–" ઢાળે કુસુમ સુરભિભાર ઢાળે વિહગ સુરવસાર;

ઢાળે ઇન્દુ અમૃતધાર રજતશી સુહાતિરે. ગહન૦
મંદ મદ ભૃંગ ગુંજે અયુત કુસુમ કુંજકુંજે;
ફૂટયાં સજની પુંજપુંજે બકુલયૂથિજાતિરે. ગહન૦
જુએ સખી શ્યામરાય નયનપ્રેમ ઉછળિ જાય;
અમૃત સદન વદન છાય, ચંદને શીં નિંદની. ગહન૦

(કંઠગીત બંધ થઈ વાદ્ય સંભળાય છે).

હાં! અદ્રિલતા! કીયા હારા શ્યામરાયને દેખાડે છે! શું હારા વૃદ્ધ પતિ ઉપર હારો નયનપ્રેમ ઉછળી જાય છે?–કે–ડોસા સાથે લઢાઈ ઝઘડો નથી કરતી એ ખરૂં, પરંતુ એના ઉપર નયનપ્રેમ ઉછળી જતો હોય એવું નથી—તેમ હોય તો ગીત પણ સુન્દર છે. (નેપથ્યમાં સગીતસ્વર). હજી ગાય છે. સાંભળું શું ગાય છે.—
(નેપથ્યમાં–"આવો આવો સજનીવૃંદ નીરખીયે સખી શ્રીગોવિંદ

શ્યામને પદારવિંદ અદ્રિલતા વંદતિ. ગહન૦

(કંઠગીત બંધ થઈ વાદ્ય વાગે છે)

હા પોતાનું બનાવેલું ગીત જણાય છે—ડોસા માટે આવું સુન્દર ગીત બનાવે એવી કાંઈ પ્રીતિ એને નથી–પૈસો છે એથી ડોસાને વળગી રહી છે–ખબરદાર સ્ત્રી છે–આવી સારી કવિતા બનાવતી હશે એ જાણ્યું નહોતું. અદ્રિલતા! હારી કવિતા અને ઉત્તમ સગીત સાંભળ્યા પછી મ્હારાથી ત્હને દગો નહિં દેવાય. પણ દગો શેનો! ડોસો વસીયતનામું ન કરે માટે કાંઈ પછીથી હું અદ્રિલતાને છોડી દઈશ? અદ્રિલતા! ત્હને દગો નહિં દઉં. ત્હને અને ત્હારા ધનને મ્હારૂં કરી રાખીશ. માટે એમજ કરવાથી મ્હને અને એને બન્નેને

આખરે સરખો લાભછે. તેજ કરવું. (વાદ્ય બંધ થાય છે.) ચાલો હવે ગાતી બંધ રહી એટલે અંદર જાઉં. (મધુમુખરામ પ્રવેશ કરેછે)

અદ્રિલતા—આવો વકીલજી ! આજ કાંઈ વાર થઇ ?

મધુમુખ—હું તો દાદર નીચે ક્યારનો ઉભો હતો. તમારૂં ગીત સાંભળતો હતો; એકદમ આવું તો તમે બંધ રહી જાઓ.

અદ્રિ—(શરમાઇને) તમે સાંભળ્યું કે શું ?

મધુમુખ—હા; આવો મધુર કંઠછે, આવુ સારૂં ગાઇ સકોછે આવી ઉત્તમ કવિતા બનાવોછો, અને હમારા આગળ કદી ગાવું નહિં, એ કેવું ? હું હાર્મોનિયમ શીખવતો તે શીખતાં શરમ નહિં અને ગાતાં શરમ ? અને મ્હારા આગળ ?

અદ્રિ—પણ હવે તો તમે સાંભળ્યું કની ?

મધુમુખ—તે બહારથી; ગાનારના મ્હોં સામું જોઇ સાંભળવાથી વધારે આનંદ થાયછે; માટે હવે એક બીજું ગીત ગાઓ. હું હાર્મોનિયમ વગાડીશ.

અદ્રિલતા—(ગાયછે) *રાજા ત્હારા ડુંગરીયામાં બોલે મીઠા મોર,
મોર બોલે બપૈયા બોલે કોયલ કરેછે સોર.
ઝરમર ઝરમર મેહુલો વરસે ભીંજે મ્હારા
સાળુડાની કોરય. રાજા ત્હારા

મધુમુખ—આવું ઉત્તમ ગાઈ સકોછો અને બીજા આગળ ન ગાવું એ કેવી ક્રૂરતા કહેવાય ?

અદ્રિ—તમારી તરંગસુંદરી જેવું મ્હારૂં ગાયન નહિં.

મધુમુખ—પણ તમારા જેવો કંઠ નહિં.

અદ્રિ—તે બધા પ્રતાપ તમારાજ છે. શિક્ષક તમેજ કની ?

---

*રાગ સોરઠ ત્રિતાલ.

મધુમુખ—તમારા હિત માટે હું જે ન કરૂં તે ઓછું ઇન્દુશેખરરાય ત્હારે આવવાનાછે ?

અદ્રિ—કાલે આવવા જોઇએ. એમને બિચારાને દમની પીડા ઘણીછે તે ઓસડ માટે ફાંફાં મારેછે; ધનહર વૈદ્ય ઘણો હુંશીયારછે, અને દવા ઘણી જાણેછે; પણ એકે દવા એની પાસે ન મળે. બધી પહાડ પર્વતમાંથી લાવવાની અને કેટલીક ત્યાંની હવામાંજ બનાવવી જોઈએ અને કેટલીક ત્યાં રહીનેજ ખાવી જોઇએ, એમછે, તેથી આબુ અને માથેરાનના પહાડેમાં ઘણી વખત જાયછે આવેછે. મ્હને પણ ઘણી વખત જવાનું કહેછે પણ મ્હારાથી એ અથડામણ નથી વેઠાતી.

મધુ—ત્યારે, તમારા જેવા નાજુક શરીરથી એ ન બને. પણ મ્હને લાગેછે રાયજી સાહેબનું શરીર પણ હવે એવી તસ્દી વેઠી સકે એવું નથી.

અદ્રિ—હા, મ્હને પણ એમજ થાયછે, મ્હને મ્હારા બાપુ કહ્યા કરેછે કે આવે શરીરે તું એમને એકલા રખડવા દે તે ઠીક નહિં; ત્હારે જવું જોઇએ.

મધુમુખ—સાથે નોકર ચાકરછે ને એકલા શેના ?

અદ્રિ—હું તેજ કહુંછુ નોકર ચાકરથી થાય તે કાંઇ આપણાથી થાય ? અને મ્હને એ કેમ પરવડે ? મ્હારે મ્હારૂં હાર્મોનિયમ, સિતાર બધું જોઇએ તે કાંઇ લઇ જવાય ? ત્યાં સારી ગાડીયો પણ ન મળે; એવા જંગલી ટાંગા મળે કે તેમાં બેસાય પણ નહિ. અને કાંઇ ગમે નહિં ત્યાં કેમ જવાય ?

મધુમુખ—ત્યારે, અહીં જેવું સુખ ત્યાં નજ મળે. ત્યાં એકલાં તમે અને એ બે.

અદ્રિ—બે જણ આખો દિવસ શું કરીએ ? એમને કાંઇ

ગાયનનો પણ શૉક નથી. આખો દિવસ હિસાબના ચોપડા તપાસે કે કાંઇ ગીતા અને ભાગવત ને એવું એવું વાંચ્યા કરે.

મધુસુખ—એમને હાલ વૈદ્ય સાથે ઠીક ફાવેછે.

અદ્રિ—અમસ્તાં ફાંફાંછે. હમ હવે મટે એવું ક્યાંથી બને. ઉતરતી અવસ્થાનો રોગ મટે, શેનો ? હુંતો રોજ કહુંછું કે ઘરમાં રહી નિરાંતે બેસો અને ભવિષ્યની કાંઇ વ્યવસ્થા કરો, કેમકે—

મધુસુખ—તેનો શો જવાબ દેછે ?

અદ્રિ—એતો કહે છે કે હું હજી ઘોડા જેવોછું અને ભવિષ્ય ની વ્યવસ્થા કેવી ?

મધુસુખ—શરીરનો કાંઇ ભરૂંસો છે? પણ વ્યવસ્થા શી કરવાની છે ? તમે કુલ મુખત્યાર છો, બીજું કોઇ વારસ નથી.

અદ્રિ—કેમ વારૂં ? પેલો મન્યુકુમાર હમારો પિત્રાઇ થાય તે તલપી રહ્યો છે.

મધુસુખ—એનું કાંઇ ચાલે નહિં. વડિલોપાર્જિત મિલકત હોય તો તમે કહોછો તે ભય ખરો, પંરંતુ આ મિલકત રાયજીએ પોતે પેદા કરેલીછે તે પોતાની ઇચ્છાનુસાર ગમે તેને આપી જાય તમને આપે, મ્હને આપે, ગમેનેતે આપે. પોતાની પેદા કરેલી મિલકત માટે વસીયતનામાની જરૂર નથી. સ્વાભાવિક રીતે તમેજ વારસ, અને વડિલોપાર્જિત મિલકત માટે વસીયતનામું કરવાનો અધિકાર નથી એટલે આ બાબત કાંઇ વ્યવસ્થા કરવાની જરૂરજ નથી.

અદ્રિ—એમ હોયતો ઠીક; પણ મ્હને હજી અરાઢ વરસ થયાં નથી

મધુસુખ –તેમાં શું ? સત્તર તો થયાં. એકાદ વર્ષતો આમને આમ નીકળી જશે, એવી નકામી શંકા લાવવી નહિં; રાયજીનું શરીર હજી દ૯ છે.

અદ્રિ—( નિશ્વાસ નાખી ) ઠીક; જેમ ઈશ્વરેચ્છા.

મધુમુખ—ચાલો હવે હું રજા લઉંછું.

અદ્રિ—કેમ એટલામાં? હજીતો આઠ હમણાંજ વાગ્યા. ઘર સાંભર્યું હશે. તરંગસુન્દરી સાંભર્યાં હશે.

મધુમુખ—હુ અહીં આવુંછું ત્યારે બીજું કોઇ સાંભરતું નથી, મ્હને અહિંથી જવું પણ ગમતું નથી; પણ રહેવું ત્યાં એટલે ગયા વગર ચાલે?

અદ્રિ—ઠીક, આવજો; હવે ક્યારે આવશો? સવારે આવશો?

મધુમુખ—જ્યારે કહેશો ત્યારે. (બન્ને જાયછે).

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયના ઘરનું દીવાનખાનું

ઇન્દુશેખર—વૈદરાજ! આપણે આબુ ફર્યા, સહ્યાદ્રિ ફર્યા નીલગિરિમાં ભટક્યા, વિંધ્યાચળમાં પણ તપાસ કરી પણ હજી સુધી તમારી એક પણ ઔષધિની અસર કાંઈ થઈ નહિં.

ધનહરશંકર—મહારાજ! મ્હેં જે જે ઔષધિઓ અજમાવી તે સર્વ શાસ્ત્રાનુસાર અજમાવી છે. વાગ્ભટના સંતાનપ્રાપ્તિપ્રકરણમાં એક શ્લોક છે—મ્હને હાલ સ્મૃતિ નથી—પણ ભાવાર્થ એ છે કે અપત્યતરુ નામનું વૃક્ષ આબુજીના પહાડ ઉપર છે તેનું વિધિપૂર્વક સેવન કર્યાથી સંતાન થાય. એ આદિ બીજી જે જે ગુટિકાઓ મ્હારા જાણવામાં હતી તે સર્વ અજમાવી. આપને શ્રદ્ધા કાંઈક શિથિલ હશે. અથવા તો, હવે માત્ર રસ્તા બે છે એક તો હિમાલય ઉપર ભસ્મગિર નામનો યોગી છે જેણે પાંડવકૌરવનાં યુદ્ધ નજરે

જોયેલા છો ને હાલ હયાત છે તેની પાસે એક ઘણી મૂલ્યવાન અને અકસીર દવા છે, પણ તે પોતાની પાસે રહી સેવન કરવી જોઈએ છે, કેમકે તેમા જો ભૂલ થાય તો પ્રાણાન્ત તુરત થાય.

ઈન્દુશેખર—ત્યારે હવે ત્યાં ચાલો, એટલું બાકી રાખવુ નહિં. પરન્તુ કદાચ કાંઈ ભૂલ થઇ તો પ્રાણ ખોઈ બેસીએ ત્યારે ?

ધનહર—તેવી શકા હોય તો બીજો માર્ગ હવે એટલોજ છે કે આપે તો આપનું કર્તવ્ય કર્યું; પરંતુ હવે ચરકના ગ્રંથમાં લખ્યા પ્રમાણે સ્ત્રીએ તે ઔષધિઓ અજમાવવી જોઇએ આપની આજ્ઞા હોય તો બાઇસાહેબને વિનંતિ કરીએ

ઈન્દુશેખર—(સસંકોચ) પરંતુ—મહારાજ ! સારે આપણે હિમાલય વાળા યોગી પાસે જઇ આવીયે પછી નહિં હોય તો તમારી ઈચ્છાનુસાર છેલ્લો ઉપાય છાશનો.

ધનહર—એ છેલ્લો ઉપાય નથી. પહેલો ઉપાય છે, પરતુ આપને પ્રથમથીજ એ વિચાર અનુકૂળ ન જણાયાથી મ્હેં આ ઉપાય યોજ્યા.

ઈન્દુશેખર—તો પણ હવે એક માટે બાકી રાખવું નહિં. માટે પરમ દહાડે સારૂં મુહૂર્ત્ત જોઈ પ્રસ્થાન કરીએ. ( મધુમુખરામ પ્રવેશ કરે છે. )

મધુમુખ—કયાં વળી પ્રસ્થાન કરો છો ? સાહેબ ! નીલગિરિથી પાછા આવ્યે હજી બે દિવસ તો થયા નથી.

ઈન્દુશેખર—આવો, ભાઈ, આવો; હિમાલય જવાનું ધરીએ છીએ; તમારાથી કાંઈ છાનું નથી, કહો, વૈદ્યરાજ, હકીકત કહો હું જરા અંદર જઈ આવું. ( ઇન્દુશેખરરાય જાય છે. )

ધનહર—ડોસો હજી માનતો નથી, સંતાન માટે ઘેલો થયો છે; પરન્તુ હવે તો ઠરી ઠામ બેસે તો ઠીક નહિ તો રસ્તામાં અધવચ રહી જશે. નીલગિરિ ઉપર એક ખાઇમાં પડને પડને રહી ગયો.

મધુસુખ—હવે એને બહાર ન લઈ જશો; અહીં બેઠે એ કહે તેમ કરો હવે તમે એને પ્રતાપે મુસાફરી ઠીક કરી; અને વૈદ્યરાજ! છોકરાંની ફિકર પણ તમે પોતે તો મટાડી છે?

ધન્વહર—પણ મહારાજ! તમે કયા ઓછે પાટલે બેસો એવા છો? તમને તો બેવડો લાભ મળ્યો છે મોહે હવે હું પણ આપનાં પગલાંએ ચાલવા ધારૂં છું, અને બાઈએ ઔષધિ કરવી જોઈએ એમ કહ્યું છે.

મધુસુખ—તેવું કાંઈ કહેશો નહિં ગમે તેટલી સંતાનેચ્છા છે પણ ડોસો એ વાત કબૂલ નહિં કરે. (સ્વગત) જો લુચ્ચો મ્હારી વચમાં આવે છે.

ધનહર—પોતે વૃદ્ધ અને સ્ત્રી યૌવનસંપન્ન એટલે વ્હેમની ઉત્પત્તિ સ્વાભાવિક છે, પરંતુ ત્યારે તમે એકલા—(ઇન્દુશેખરરાય પ્રવેશ કરે છે.)

ઇન્દુશેખર—કેમ મધુભાઈ! આપની શી સલાહ છે?

મધુસુખ—સાહેબ! મ્હારી વિનંતિ છે કે હવે આપે આ અથડાપણી મૂકી દઈ ઘરમા રહેવું ઠીક છે, કેમકે—

ઇન્દુશેખર—તમે એમ ના ધારશો કે હું મુસાફરીની અથડામણ વેઠી સકુ એમ નથી. પૂછો વૈદ્યરાજને; એમના કરતાં મ્હારૂં ઘોડુ આબુજી ઉપર આગળ મ્હેં ચઢાવી દીધુ હતું, અને સહ્યાદ્રિ ઉપર હું રોજ ત્રણ ત્રણ ગાઉ ચાલતો, અને નીલગિરિ ઉપર તો એક ૭ ફુટ ની ખાઈ કૂદી ગયો હતો

ધનહર—હા સાહેબ, મ્હેં એ સર્વ હકીકત હમણાંજ આ બાઈને કહી.

મધુસુખ—પરન્તુ સાહેબ! આપ આ વરસમાં આઠ મહિના

બહાર ફર્યા છો તે વખતે અદ્રિભાભીની કેવી અવસ્થા થાય છે તેનો આપ જરા ખ્યાલ કરો.

ઇન્દુશેખર—હા તે તો ખરૂં એ કારણ માટે મ્હને બહાર ન જવાનુ કહેતા હો તો ઠીક, બાકી મ્હારૂં શરીર તમારા કરતાં વધારે સારૂં છે. હું હજી એક માઇલ સુધી દોડી સકું છું, અને ઉભેલાં ગધેડાં ઉપર થઇને કૂદી જાઉ છું.

મધુસુખ—તે વિષે જરા પણ સંદેહ નથી. તો પણ હવે, સાહેબ, જે ઉપાય કરવા હોય તે અહી રહીનેજ કરવા.

ધનહર—માટેજ સાહેબ મ્હે સૂચના કરી છે તેમ હવે બાઈ સહેબે કેટલીક ઔષધિઓ વિધિપૂર્વક અજમાવવી જોઇએ.

ઈન્દુશેખર—પરંતુ, એ તો,-ઠીક, હું એમને પૂછી જોઈશ પછી વાત.

મધુસુખ—હાજી, તે બરાબર છે (સર્વે જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળે-પર્જન્યપુર-ઈન્દુશેખરરાયના ઘરનો ખાનગી ખંડ.

ઈન્દુશેખર—હવે શુ કરવું? વૈદ્ય કહે છે તેમ અદ્રિને ઔષધિ ખવડાવવી કે કેમ? વૈદ્યની કાંઈ દાનતતો બગડી નહિં હોય! પણ મ્હારી અદ્રિની વર્તણુક સારી છે ત્યાં સુધી ગમે તેનું ઓસડ ખાશે તો શી હરકત છે? હા! અદ્રિલતા! હું આટલું આટલું દુઃખ વેઠી રખડયો પણ ત્હને સારો દહાડો ન દેખાયો. તું તો હજી બાળક છે, ત્હારા કરતાં મ્હોટીઓને પણ સંતાન થયાં છે, પણ મ્હારી હવે અવસ્થા થવા આવી એટલે જેમ વ્હેલું સંતાન

આવો, અદુઆઈ! આજ કેમ વાર થઈ?

અદ્રિલતા—જરા પેલી ચોપડી વાંચું છું તેનું એક છેલ્લું પ્રકરણુજ બાકી હતું, તે પૂરૂં કર્યું.

ઇન્દુશેખર—અદ્રિ! મ્હારે ત્હને પૂછવું છે. જો હવે હું હિમાલય જવાનું—

અદ્રિ—તમે તો જ્યારે ત્યારે બહાર જવાનુંજ ધારો છો; પણ અહીં હમારૂં શું થતું હશે તે જાણો છો?

ઇન્દુશેખર—હા માટેજ હવે મ્હેં બંધ રાખ્યું. ત્હારે ન્હાનું સરખું એક છોકરૂં હોય તો હું બહાર ગયો હોઊં ત્યારે અણુગમતું ન થાય.

અદ્રિ—( નિશ્વાસથી સ્વગત ) એ આશા તો તમને પરણી ત્યારથી રાખીજ નથી.

ઇન્દુશેખર—કેમ કાંઈ બોલતી નથી મ્હારી અદુડી!

અદ્રિ—હવે તમે મ્હને આવું આવું કહી બોલાવો તે ઠીક જણાય?

ઇન્દુ—વારૂ ત્યારે આદુડી કહું?

અદ્રિ—( સ્વગત ) કેહ્યું, મ્હારૂં કરમ.

ઇન્દુ—તું કહે તે કહું પણ મ્હારૂં કહ્યું તું સાંભળ્ય. જો મ્હે તો ઘણાં ઔષધ કર્યાં પણ આપણું નશીબ ઉઘડયું નહિં.

અદ્રિ—( સ્વગત ) ઉઘડશે હવે તો કાઠીમાં ગયે.

ઇન્દુશેખર—માટે હવે તું કાંઈ ઔષધ અજમાવીશ?

અદ્રિ—મ્હેં કોઇ દિવસ તમારી આજ્ઞા ઉથાપી નથી તેમે કહેશો તેમ કરીશ. પણ હવે એ લલુતા રાખવીજ નહિં; પરમેશ્વરનું ધાર્યું થશે.

ઇન્દુશેખર—ના, ના, અદ્રુ વ્હાલી ! એમ શું બોલે છે ! તું હજી બાળક છે. તું ન સમજે. આટલી બધી મિલકત શું આપણા દુશ્મન મન્યુકુમારને આપવી છે ? આપણી એ પિત્રાઈ છે.

અદ્રિ—એવા વિચાર તમેં શું કરવા કરો છો ? તમે હજી ખાસ્સા જુવાન જેવા છો, અને મ્હારૂં ભાગ્ય હશે તો ચાંલ્લા ચોટલા સાથે હું તમને મૂકીને જઇશ.

ઇન્દુશેખર—તે તો પ્રભુ જાણે; પણ તું ઔષધ કરી જો.

અદ્રિ—ઠીક તમે કહેશો તેમ કરીશ, પણ તમે આવા આવા ખરાબ વિચાર ના કરો. એવા વિચારમાં ને વિચારમાં તમે ઊંઘતાએ નથી અને શરીરે બધું ખવાઈ ગયું.

ઇન્દુશેખર—પણ વિચાર કર્યા વગર ચાલે, મ્હારી આદુબાઈ ! તમે ન સમજો, બાઇ સાહેબ ! મડમ સાહેબ ! પણ પૈસો હોય તેને બધુએ કરવું પડે.

અદ્રિ—( સ્વગત ) પૈસો છે ત્યારેજ મ્હને પરણ્યાતો.

ઇન્દુશેખર—માટે બધા વિચાર કરવા પડે. આટલી વયે હું સમજું નહિં ત્યારે ક્યારે સમજું ? માટે હુ તો વસિયતનામું કરવાનું ધારૂં છું.

અદ્રિ—( રોઇ પડે છે ) ના ! એવું કાંઈ ન કરશો. વસીયતનામાનું નામ સાંભળી મ્હને કાંઈ થઈ જાય છે. એની શી જરૂર છે ? જરૂર પડશે ત્યારે થઈ રહેશે.

ઇન્દુશેખર—જરૂર પડશે એટલે શું ? મોત કાંઈ ખબર આપીને આવે છે ? એકદમ રહી જઇએ તો ?

અદ્રિ—એવું ના બોલો; બળ્યું મોત, બધા મરે છે પણ મોત મરતું નથી. વસિયતનામું નહિં થાય તો હરકત શી છે ? પરમેશ્વર

કરેને સારો દ્હાડો દેખાય તો જે હોય તે વારસ અને નહિં તો પછી–પણ હુ તમારા પહેલી જાઉં એજ હું રોજ પાઠ કરતાં બોલું છું (સ્વગત) આટલુંએ ભોગવ્યું એટલું નસીબ માનીશ.

ઈન્દુશેખર—પણ તું શું સમજે, મ્હારી લાડકી ?

અદ્રિ—પણ એ તો ન કરશો. મ્હે ઓસડ કરવા માટે તઃ મારૂં માન્યું ત્યારે તમે મ્હારૂં નહિ માનો ?

ઈન્દુશેખર—ઠીક તું કહે છે તો તેમ, પણ મધુમુખને હું પૂછી જોઇશ, પછી વાત.

અદ્રિ—હા એમને પૂછજો. (બન્ને નિદ્રાવશ થાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ–પર્જન્યપુર–ઇન્દુશેખરરાયના ઘરમાં અદ્રિલતાનો ખાનગી ખંડ.

અદ્રિલતા—શુ હુ વૃદ્ધપતિને પરણી માટે મ્હને બધાં વેશ્યા જેવી સમઝતાં હશે ? વૈદ્યરાજ ! મ્હેં નહોતુ ધાર્યું કે તું ઔષધ કરવાને બહાને મ્હારી ઉપર આમ બદ નજર કરીશ ? પણ નીચ તું મ્હારા આગળ ફાવ્યો નહિ. બીજી ગમે તેવીઓને ત્હે ગમે તેમ ઔષધ આપ્યાં હશે; પણ મ્હારા આગળ ત્હારૂ ન ચાલ્યું ! હાય હાય ! હું ઘરડાને પરણી તેમા મ્હારે આમ વેઠવું પડયું કે મ્હાર રૂપને લીધે ? પેલો હરામખોર ગોર કુંકુમીયો ! એણે પણ મ્હારી લાજ લેવાનો અને મ્હને વશ કરવાનો પ્રયત્ન કર્યો, પણ બ્રાહ્મણા ! હું ત્હને મોહી જઇશ એમ ધાર્યું ! તુ પણ લોકોને ઘેર ઘેર ભટક

આવાં કર્મ કરે છે? વળી પેલો છુછલો મદનનન્દન!, મ્હારા કરતાં એ વર્ષે મ્હોટો હશે, તે વળી મ્હારા ઉપર હરામ દાનતથી કાગળો લખવા લાગ્યો. ધિક્કાર છે ત્હને! ત્હારા જેવા રખડાઉને હું ગાંઠવાની હતી! હુ ઘરડાને પરણી માટે શું રસ્તે જનાર ઉપર પણ મોહી પડું? હું તો એવા દુષ્ટોના મ્હોં ઉપર થુંકુ પણ નહિ!

( સીતા પ્રવેશ કરે છે. )

સીતા—બાઈ સાહેબ! કાલિન્દી બાશી પૂછાવે છે કે આજ શશિબ્હેનને જોવા આવશો?

અદ્રિ—આજ કે? હા–પણ–ના, આજ નહિં, કાલે તમે અહીં આવજો પછી જઇશુ એમ કહેવડાવ્ય.

( સીતા જાય છે )

આજ તો મધુમુખ આવનાર છે અને હું વળી જાઉં ત્યારે ભૂલી પડું હાય! હાય! મધુમુખ! બધા આગળ મ્હારો મિજાજ ચાલ્યો, પણ ત્હારા આગળ મ્હારૂં કાંઇજ ન ચાલ્યું, હેં! કોણ જાણે કેમ? એના આગળ મ્હારો મિજાજ, મ્હારો તોર, મ્હારૂં કાંઈ નથી ચાલતુ, હા! મધુમુખ! ત્હારે લીધેજ હું મ્હારૂ બીજું સર્વ દુઃખ ભૂલી ગઈ છું પ્હેલા મ્હને એના ઉપર કાંઈ બીજો ભાવ નહોતો થતો, પણ કોણ જાણે શાથી હવે મ્હારૂં મન બદલાઈ ગયું? હુ નહોતી જાણતી કે આવી દઢતાવાળી હુ કદી પણ આમ ફસાઇશ. મધુમુખ! તુ કુવારો હોત અને હું આ ડોસાને ગળે ન બંધાઈ હોત તો હુ જરૂર ત્હને પરણુત પણ હાય! આપણામાં એ રિવાજ નથી ત્યારેજ મ્હારી આ દશા થઇ છે. પણ લોક મુવા મ્હારી નિંદા નહિં કરતા હોય! લોક તો હુ ઘરડાને પરણી ત્યારથીજ ગમે તેવી વાતો કરે છે એમ સીતા કહે છે, અને તેથીજ મુવો ગોરડો,

રેંધડો અને મહનીયો મ્હારા ઉપર બદ દાનત રાખતા હશે; પણ, હું રામખોરો, એમના મનમાં મ્હને કેવી ધારતા હશે! તોપણ, ગમે તેટલાં સીતા અને દમયન્તી અને તારામતીનાં આખ્યાન વાંચ્યાં પણ મ્હને તેમની પેઠે તો આ ધણી ઉપર પ્રીતિ થઇજ નહિં. પણ તેમના ધણી પણ કેવા? સ્વયંવરથી પોતાની ખુશીથી પસંદ કરેલા ધણી અને આ મ્હારા ધણી! હાય! હાય! આ ધણી! આ ધણીને મ્હારે માટે પ્રભુએ શા માટે નીર્મ્યો હશે? પણ હશે. બિચારો મ્હને પૈસો ખરચવામાં કાંઈ રોકતો નથી, અને મ્હારી ને મધુમુખની વચમાં પણ આવતો નથી. પણ હમણાં હમણાં વ્હેમીલા બહુ થયા છે. ઘડપણમાં પરણે તે બધા થતા હશે? ઘરડા વરની સ્ત્રીઓ સ્વચ્છંદી હોય છે. તેથી તેમના વરને એવું થાય ખરૂં. પણ હું કાંઇ બીજીઓ જેવી સ્વચ્છંદી નથી. બીજીઓની પેઠે હુ કયા ઘેર ઘેર ભટકું છુ; તો પછી મ્હારો શો દોષ! શું કરૂં! લાચાર છું; પ્હેલાં હું સમજી નહિં; હવે ઘણુંએ સમજુ છું, પણ શુ કરૂં! હવે કાંઈ ઉપાય નથી. જેમ અદૃષ્ટમાં હશે તેમ થશે. બાપે છતી આંખે આંધળા થઈ દીધી છે, તો પછી જેમ ભાગ્ય લઈ જાય તેમ જવું. મ્હેં તો ઘણીએ ના કહી હતી. આને ન પરણાવતાં મધુમુખ જેવા મનગમતાને પરણવા દીધી હોત તો આમાંનુ કાંઈ પણ થાત? પણ વિધિના નિર્માણ પ્રમાણે સહુ થાય છે ભાગ્યદેવી! તું બળવાન્ છે ત્હારાં દોરાયાં સર્વ દોરાય છે,

( મધુમુખરાય પ્રવેશ કરે છે. )

મધુમુખ—કેમ શા વિચારમાં છો?

અદ્રિ—જ્યારે તમે મળો છો ત્યારે આમજ પૂછોછો શેરે લાગે

છે કે હજી તમને મ્હારે માટે શક છે. મ્હેં બીજા કોઇના વિચાર કર્યા નથી, તમારાજ વિચાર હમેશ કરૂં છું

મધુમુખ—ઘણી મહેરબાની. મ્હને તમારે માટે જરા પણ શક નથી. આપણી વચ્ચે ઓળખાણ થયે આટલો બધો વખત થયો, તો પણ હવે શક હોય ખરો. ઇન્દુશેખર સાથે વસીયતનામા વિશે વાત કરી હતી ?

ઋદ્ધિ—હા, મ્હેં તો ના કહી કે ન કરશો; પછી તમારી સલાહ લેવાનું કહ્યું તે પછી બેત્રણવાર તમે મળ્યા, પણ હું એ વાત કરવીજ ભૂલી ગઈ હતી

મધુમુખ—મ્હને પણ પૂછ્યું. મે પણ ના કહી, પણ ડોસાને ગળે વાત ઉતરી લાગી નહિં.

ઋદ્ધિ—ત્યારે કેમ કરવું ?

મધુમુખ—કરશે તોએ મ્હને પૂછ્યા વગર નહિં કરે; શો તે વખત વાત; અને કદાચ આપણને ફાવતું નહિ લખે તો ફેરવતાં વાર છે ? ઘણાંએ ફેરવ્યાં ને ઘણાંએ નવાં કર્યા. તુ જરા પણ ચિંતા ન રાખીશ

ઋદ્ધિ—તમારી છાયામાં છું એટલે કાંઈ હરકત નથી.

મધુમુખ—તુ મ્હને વીંટળાએલી છે, મ્હારી લતા ! એટલે જ્યાં સુધી મ્હને વીંટળાએલી રહીશ ત્યાં સુધી હુ પર્વત જેવો નિશ્ચય રહીશ માટે ભય ન રાખીશ.

ઋદ્ધિ—તમારા વગર મ્હે બીજા કોઇનો આશ્રય લીધો નથી. બીજા ઘણાએ મ્હને ફસાવવા આવ્યા પણ હુ બેવચની થવાની નથી. મ્હને તમારા વગર બીજા કોઇનુ બોલ્યુ પણ ગમતું નથી. બીજા મ્હને સતાવે તે તમે રોકો નહિં શુ ? ( રૂવે છે. )

મધુ—મ્હારી કુમળી લતા ! તુ આમ રોઈશ તો ઘડીમાં કર-

માઈ જઇશ; ( આશ્વાસન દઇને ) માટે જે વિપત્તિ હોય તે કહે.

અદ્રિ—( ગભરાઇને ) હમણાં આમ થઇને કોઈ ગયું ?

મધુ—ના કોઈ નથી.

અદ્રિ—મ્હે કોઇની પાઘડી દીઠી.

મધુ—કાંઈ ભય ન રાખ; ત્હારે જે કહેવું હોય તે કહે.

અદ્રિ—મ્હને પેલો વૈદડો ઓસડ આપવાને બહાને ફસાવવાનું છે, તેને તમે વારો. રાયજીને કહું પણ એમનાથી કાંઈ કહેવાય નહિં; અને હમણાં એમનું શરીર ઠીક રહેતું નથી તેથી સ્વભાવે ચીડીયા અને વ્હેમીલા થઈ ગયા છે, તે કદાચ બમણા વ્હેમાય.

મધુસુખ—તે હું કહીશ મ્હને એ વૈદડા ઉપર પ્રથમથીજ શક હતો. રાયજીની તબીયત હવે દિવસે દિવસે બહુ બગડતી ગઈ હવે તો બિચારા—

અદ્રિ—મ્હને પણ અકળામણ આવે છે. રાત્રે ખુંખું કરતા આખી રાત ઊંઘતા નથી ને ઊંઘવા દેતા નથી.

મધુસુખ—વય પણ થઈ હવે, ઓસડ લાગુજ પડતું નથી.

અદ્રિ—હવે શું લાગુ પડે, હવે તો જે દહાડો જાય તે ખરો.

મધુસુખ—એમ ન કહેવાય; એવા ખુંખલા ડોસા તો ધાર્યા કરતાં ઘણા દિવસ કાઢે માટે—

અદ્રિ—શું માટે, માટે શું ?

મધુસુખ—માટે તમે નિશ્ચિંત રહેજો.

અદ્રિ—નિશ્ચિંતજ છીએ કોણે જાણ્યું કે શુ થશે ? એ આમને આમ રહે અને હુ કે તમે એકદમ ઘસડાઈ જઇએ તો મનમાંની મનમાં રહે.

મધુસુખ—આટલું ભોગવ્યું એટલું પણ ભાગ્ય માનવું.

અદ્રિ—હા, પણ મનની આશાઓ એકદમ ભંગ થાય તે કેમ ખમાય ?

મધુમુખ—ત્યારે તો—

અદ્રિ—શું, ત્યારે તો શું ? કેમ ખુલાસે બોલતા નથી; આજ કાંઈ તમારી તબીયત ઠીક નથી ? જે કહેવું હોય તે કહો. હિંમત નથી ચાલતી કહેતાં ?

મધુમુખ—હિંમત ચાલે છે પણ જીભ ઉપડતી નથી. પાસે આવો તો કહું.

અદ્રિ—કહો.

મધુમુખ—(ધીમે રહીને કાનમાં કહે છે) આજ ઉપાય છે; બીજો નથી.

અદ્રિ—(નિશ્વાસ અને ભયથી) હાય ! હાય ! એ કેમ બને ? આબરૂના કાંકરા થાય.

મધુમુખ—ત્યારે હું જાઉં છું; જેમ ચાલે છે તેમ ચાલવા દો.

અદ્રિ—(ગભરાઇને) ના મધુમુખ ! એમ ના કરો, એટલામાં રીસાઇને મ્હને એકદમ છોડી જશો તો કદાચ આગળ ઉપર કેવો વખત આવશે ત્યારે તમે શું કરશો ?

મધુમુખ—હુ પણ તેજ કહું છુ કે તમે હિંમત નહિં રાખો તો આગળ ઉપર તમે કેમ નભી સકશો. હુ જ્યાં સુધી છું ત્યાં સુધી તમને જરા અડચણ આવે તો મ્હારૂં ગળું આપુ

અદ્રિ—ઠીક ત્યારે, હિંમત લાવીશ અને તમારી આજ્ઞાનુસાર તૈયાર છું.

મધુમુખ—હવે રાત્રી ઘણી ગઈ, માટે જાઉં છું.

અદ્રિ—જશોજ ! હવે, કયારે આવશો ?

મધુમુખ—આ ગીરા વળી— (બન્ને જાય છે).

## પ્રવેશ ૮ મો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયના ઘરનો ચોક.

કાલિન્દી—જો અદ્રિ! હું ત્હને કહુંછું તે માન્ય, શશિરેખાએ મ્હારૂં ન માન્યું તેથી કેટલી હેરાન થઇ! અને જ્યાં સુધી રાયજી બેઠા છે ત્યાં સુધીમાં કાંઈ દહાડો ઉઘડે તો ઠીક. એમનું શરીર હમણાં ઠીક રહેતું નથી. પણ છેક ખાટલે પડે ત્યાર પછી શું? માટે હમણાં હું કહું છું તેમ કર.

અદ્રિલતા—માશી! હું જાણું છુ કે તમે મ્હારા હિત માટે કહો છો પણ મ્હારૂં ભવિષ્ય હવે સુધરવાનું નથી. હુ તો પરણી તે દિવસથી મ્હારૂં ભવિષ્ય સમજી ચૂકી છું. એટલે હવે મિથ્યા ફાંફાં મારવામાં શુ ફળે છે.

કાલિન્દી—એમ નિરાશ ન થા. પ્રભુ કરે ને એક છોકરૂં થઈ જાય અને પછી રાયજી જાય તો ત્હારો અવતાર કાંઇક સુધરે; નહિ તો ત્હારી ઉમર હજી એકવીસની નથી થઈ ત્યાં સુધી મિલકત ઉપર પણ ત્હારો હક નહિં ગણાય.

અદ્રિ—એ વિશે તમે ચિંતા ન રાખશો; ને સર્વ સારૂં થશે. પરતુ તમે કહો છો તે સન્યાસી કેવો છે!

કાલિન્દી—તું એકવાર જો, પછી તું કહે. એવા સાધુતો મ્હેં આજ સુધીમાં દીઠાજ નથી. હું તો મ્હારે દેવદર્શન અને નદીસરોવર કરતાં જતાં આવતાં ઘણાએ આશ્રમ અને મઠમાં ગઈ છું અને ઘણાએ સ્વામી દીઠા છે, પણ આના જેવો એકે નહિં. શી એની પંડિતાઈ અને શી એની તપસ્વી જેવી કાન્તિ; ખરો તપસ્વી મુની ખાવા જેવો છે અને એના આશીર્વાદ ફળ્યા વગર રહેજ નહિં.

અદ્રિ—પણ મ્હને એમ થાય છે કે ફક્ત દોરાચિઠ્ઠીથી અને બાધા આખડીથી કાંઈ વળે નહી. મ્હેં તમારા કહ્યાથી ઘણુંએ કર્યું પણ આજ સુધી કંઇ વળ્યું નથી. તેથી મ્હને મારી વ્હેમ આવે છે કે કોઈ અદ્દર ખાનેથી ઠગાઈ તો ન હોય ?

કાલિન્દી—એવું હોય તો પેલી કુદનેલીતીને પાંચ મહિનામાં કેમ અધરણી આવ્યું ? એના મંત્રની સિદ્ધિજ એવી છે. એમને આવ્યે તો આઠ મહિનાજ થયા છે, પણ એટલામાંએ કેટલીઓની આશા ફળી ?

અદ્રિ—( સ્વગત ) જોઉ એકવાર જઇ આવું તો ખરી પછી કાંઇ ભય જેવુ હશે તો ફરીથી નહિં જાઉ; એકવાર જવામાં કાંઇ નુકસાન નથી. એના કહ્યા પ્રમાણે કરવું ન કરવું મ્હારા હાથમાં છે. પણ એમને કહેવુ કે નહિં ? અને મધુમુખ જાણશે તો ? પણ મ્હારે ક્યાં બીજું કાંઇ છે ? હું તો ફક્ત એકવાર નજરે જોઉ તો ખરી. તેમાં કાંઇ કહેવાની જરૂર નથી.

કાલિન્દી—કેમ વળી શા વિચારમાં પડી ?

અદ્રિ—કાંઇ નહિ; એ તો એમ કે એમને પૂછીને જવું કે કેમ ?

કાલિન્દી—અરે ગાંડી ! એવી વાતમાં તે પૂછાતું હશે ? ભાયડાઓ તો વ્હેમીલા હોય તે હા કહે નહિં, પણ આશા પડતુ જાણે ત્યારે ખુશી થાય. માટે પૂછવુ નહિં, શશિરેખાને જોવા જાઉ છું કહીને તું ત્હારે ચાલ્ય.

અદ્રિ—ઠીક ત્યારે કાલે જઇશુ.

કાલિન્દી—ના કાલે નહિં, ચાલ્ય આજજ; એ તો કર્યું એટલું કરવું ઓછુ.

અદ્રિ—ઠીક, ત્યારે હું લૂગડું બદલી લઉં. (જાય છે.)

કાલિન્દી—હાય! હાય! આજની છોકરીઓ બહુ હઠીલીઓ. આગળ હમે તો કોઇ કહે કે તરત ઉપાય કરતાં; આ તો નવી છોકરીઓને તો શ્રદ્ધાજ નહિં, એટલે ઉપાય કરતાં પણ ફળ મળે નહિં. હમે તો કુમારી એજ ઉપાય ખોળીયે, જોગી ખોળીયે, જતી ખોળીયે; અને આતો કહીયે તોએ ન આવે. આ તો આટલીએ માને છે, પણ પેલી શશિ તો છેક હઠીલી; તે ભોગવે છે; કોણ જાણે બિચારીનું શુએ થશે; નમાઇ છોકરી છે, સસરો એના વગનો છે, તે પણ મરૂં મરૂં કરી રહ્યો છે.

અદ્રિ—(પ્રવેશ કરીને) ચાલો, માશી! (બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ. પર્જન્યપુર-વિહારાશ્રમ.

અદ્રિ—માશી, મહારાજ નથી તે બ્હાર ગયા છે કે શુ?

કાલિન્દી—મહારાજ ના કહીશ હો; એમને તો બધાં સ્વામી કહે છે, નહિં તો બહુ ચીડાય છે. સન્યાસી છે તેને મહારાજ ના કહેવાય.

અદ્રિ—તમે કહો છો એ બહુ વિદ્વાન્ છે?

કાલિન્દી—હા; પેલું શું કહે છે? પેલું બી,આં અલએલી, કે મીઆં અલએલી છે.

અદ્રિ—એમ. એ. એલ એલ. બી.

કાલિન્દી—હા, એ તેમાં પાસ થયા હતા અને બસેં રૂપીયા પગાર હતો.

અદ્રિ—તે છોડી સન્યાસી કેમ થયા હશે?

કાલિન્દી—કાંઈ ઘરમાં ખટપટ થઈ, બાપ સાથે લઢયા, અને બાયડી સાથે કાંઈ તકરાર થઈ એટલે જતા રહ્યા.

અદ્રિ—પહેલાં ક્યાં રહેતા, અને શી નાતના હતા?

કાલિન્દી—તે તો કોઇને કહેતા નથી, આટલુંએ મ્હને કહ્યું છે; માટે તુ કહીશ નહિં કે મ્હેં તને કહ્યું હતું.

( મદિરાનન્દ પ્રવેશ કરે છે. )

કાલિન્દી—નમસ્કાર સ્વામી!

( અદ્રિલતા પગે લાગે છે. )

મદીરાનન્દ—આયુષ્મતી ભવ!

કાલિન્દી—સ્વામિ, આ મ્હારી ભાણેજ છે. મ્હેં આપને તે દિવસે વાત કરી હતી તે.

મદિરાનન્દ—(અાદ્રિલતા તરફ જોઇને) હા, સુન્દરિ! એને શી ઇચ્છા છે?

કાલિન્દી—સ્વામિ! આપ સર્વજ્ઞ છો, તમને શું કહેવુ પડે? એને સત્તર અરાઢ વર્ષ થયાં પણ કાંઇ સંતાન થયુ નથી.

અદ્રિ—(સ્વગત) શુ એનુ તેજ છે? આવું તેજસ્વી મ્હોં કોઇનું દીઠું નથી (ચાસન) મહારાજ—સ્વામિ! આપનુ તેજસ્વી મુખ જોતાજ મ્હારૂ કાર્ય થશે એમ લાગે છે.

મદિરાનન્દ—સુન્દરિ! ત્હારી પાસે બીજા ધુતારા જોગીયો જેવી જાડી મુદ્રાયો નથી. મ્હને હિમાચલ ઉપરના એક અવધૂતના પ્રતાપથી મત્રસિદ્ધિ મળી છે તેના બળે કરીને સ્રીમાત્રની ઇષ્ટસિદ્ધિ કરવા સમર્થ છું સામાન્યરીતે જગત્માં સ્રીયોને સંતાનેચ્છા ઘણી રહે છે, અને સતાન થયાથીજ સુખી થાય છે. ત્હારૂં સુખ જોતાંજ સમજાય છે કે ત્હને વૃદ્ધ પતિનું દુઃખ છે. વંધ્યા, વિધવા,

મુગ્ધા, પ્રૌઢા, વૃદ્ધા–સર્વ જાતિની, સર્વ વયની, સર્વ અવસ્થાની સ્ત્રીઓનાં સર્વ પ્રકારનાં દુ:ખ દરિદ્ર દૂર કરવા એ મ્હારૂં વ્રત છે; એ માટેજ સર્વસ્વ ત્યાગ કરી દેશ દેશાન્તરમાં ઘુમુ છું આપણા દેશમાં પુરૂષો સ્ત્રીઓના સુખની દરકાર રાખતા નથી, તેમનું સન્માન રાખતા નથી માટે હરેક પ્રકારે સ્ત્રીઓના સુખની વૃદ્ધિ કરવી એ મ્હારૂં કર્તવ્ય છે.

અદ્રિ—( સ્વગત )ઓહો જોતાંજ મ્હારી સ્થિતિ કળી ગયા! ઘણા ચતુર સન્યાસી લાગે છે. ( પ્રકાશ ) મ્હારા–સ્વામિ! આપ મ્હારૂં મ્હોં જોઇ બધુ જાણી સકયા તો નિશ્ચય મ્હારી ઇચ્છા ફળશે.

સદિરાનન્દ—સુન્દરિ! ત્હારી ઇચ્છા સિદ્ધ થવામાં વિઘ્ન નથી. માત્ર મંત્રદીક્ષા લેવી જોઇએ આજ તમે જાવ, કાલે આવજો. આજ મ્હારે બીજું કાર્ય છે કાલે આ વખતે આવજો. આઠ દિવસે એકવાર આવવુ અને ગુરૂ મહારાજની કૃપા હશે તો ઇષ્ટસિદ્ધિમાં વિલંબ નહિં થાય

કાલિન્દી—આજ્ઞા લઇએ છીયે, સ્વામિ!

સદિરાનન્દ—દીર્ઘાયુષ્યમતી ભવ.

( સ્વામીના મઠમાંથી બ્હાર નીકળી રસ્તામાં. )

અદ્રિ—માશી! એમણે કહ્યું ને તરત ઉઠી શુ ગયાં! મ્હને તો હજી બેસવાનું મન હતું, ને ઘણુ પૂછવુ હતું.

કાલિન્દી—એ કહે કે હવે કાલે આવજો એટલે તરત ઉઠવુ નહિં તો એ તો ગમે તેવી ગાળ દે છે, બધા દેખતાં. હવે ત્હારે કાલે આવવાનું છે, અને પછી આઠે દહાડે આવવાનુ છે એટલે જે ટલું પૂછવું હોય એટલું પૂછજે.

અદ્રિ—પણ તમે તો ઝટ દઇને ઉઠી જાઓ છે

કાલિન્દી—તે હવે હું આવવાની છું? ત્હને ગમે ત્યાં સુધી બેસજે. પણ એ કહે કે જાઓ એટલે જવુજ, નહિં તો શાપ દઇ અવળુ કરે કાંઈ.

અદ્રિ—તમે નહિં આવો એટલે મ્હારે એકલી આવવાનું? મ્હને તો મારી બહુ બ્હીક લાગે છે એમનું તેજ એવું છે કે આપણે આંખા પડી જઇએ, ને કાંઈ દેખાયજ નહિં. હુ એકલી શી રીતે આવુ?

કાલિન્દી—(સ્વગત) કાંઇક પીગળી ખરી. (પ્રકાશ) તેમાં શું? સ્વામી પાસે એકલાં જવાની હરકત હોય નહિં. ત્હને કોઇની બ્હીક હોય તો તું ત્હારે મ્હારે ઘેર આવજે, હું ત્હને સ્વામીના મઠ સુધી મૂકીને ચાલી જઇશ.

અદ્રિ—ઠીક ત્યારે, હવે હું તમારે ઘેર નથી આવતી. તમે તમારે જાઓ, આ તમારા ઘરનો રસ્તો આવ્યો.

કાલિન્દી—જો ભૂલીશ નહિં હો, નહિ તો આરે આવેલું વહાણ ડૂબશે. (જાય છે)

અદ્રિ—(સ્વગત) ભૂલું કેમ? આવી સુન્દર મોહક મૂર્તિ મ્હે પહેલેથી દીઠી હોત તો—આવી તેજસ્વીકાન્તિવાળા પુરૂષની પંડિતાઈ વિદ્વત્તા, મંત્રસિદ્ધિ કેટલી હશે? પણ એને જોતાજ કાંઈ કાંઈ થઈ જાય છે. ઇન્દુશેખર જાણશે કે હું ગઇતી તો? કાંઈ નહિ. એ બિચારા કાંઈ કહેનાના નથી પણ મધુમુખ જાણશે તો—પણ હું કયાં ખરાબ દાનતથી જાઉં છુ મ્હારે તો એક સંતાનેચ્છા છે એટલું થઇ જાય એટલે બસ કેમકે હુ સત્તરની ને એ શીત્તેરના શીત્તેર તો નથી થયાં પાસઠેક થયાં હશે-હાય! હાય! પાંસઠ! તોએ શુ? લગ્ન વખત તો જોશી પાસે જૂઠા જન્માક્ષર કરાવી પચાસ વરસ કહ્યાં હતાં! પછી મ્હારાથી કાંઈ છાનું રાખી સકયા નહિં એટલે ખરી ઉમ્મર કહી દીધી!!

હશે, હવે જે થવાનું હોય તે થાય. પણ આ સ્વામી, શું એનું નામ ! મદિરાનંદ; મદિરા પીતો હશે ! સન્યાસીઓ બધા પીએ છે એમ સાંભળ્યું તો છે. મદિરાનંદ ! શું ત્હારૂં પ્રતાપવાળું મ્હોં ! બે કલાક ઉપર મ્હેં માશીને કહ્યું હતું કે હું તો નહિં આવું, અને આમ એકવાર જોતાંજ મ્હારી તેના ઉપર શ્રદ્ધા બેશી ગઈ ? એ તો એનામાંજ કાંઈ અદ્‌ભૂત શક્તિ કે એકવાર જોતાંજ માણસ વશ થઈ જાય. બધાંને થતું હશે કે મ્હને થયું ? માશીને પણ થયું હશે ! પણ માશી ! તમારે ત્યાં જવાનું કારણજ શું ? મ્હારે તો પુત્રેચ્છા છે, પણ તમારે શું ? તમારી અવસ્થા બગડે તો દશ વર્ષ થઈ ગયાં, તમે શા માટે જાઓ છો ? કોણ જાણે ! કાંઈ શંકા જેવું તો નહિ હોય ! હા, સાંજરે નિત્ય કથા કહે છે તે સાંભળવા જાય છે એમ કહેતાં હતાં ખરાં, પણ માશીનું કાંઈ એવુ સાંભળ્યું તો નથી. પછી તો કોણ જાણે, બિચારીનું વીસ વર્ષમાંથી બગડયું અને પાછાં પૈસે પણ હેરાન ! ઓહો ઘર આવ્યું ! વિચારમાંને વિચારમાં રસ્તો પણ જણાયો નહિં (ઘરમાં જાયછે)

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરનું ઘર.

ઇન્દુશેખરરાય—ભગવાન્‌ ! હવે તું મ્હને આબરૂભેર ઉપાડી લ; હવે કાંઈ સંતાન થવાનું નથી, અને વધારે જીવીશું તો વધારે દુઃખી થઇશુ ! હાય ! હાય ! શુ ધનજીવન ગુમાસ્તાએ તે દહાડે કહ્યું તે ખરી વાત હશે ! ના, ના, એ બિચારી એવી નથી. ઉમ્મરે હજી બાળક છે. તેથી હલ્લડ જેવી બધાં સાથે છૂટથી બોલે છે તે કદાચ વાણીયાભાઇ અવળો અર્થ કરતા હશે. પણ એ તો બધુ નજરે જોયાનુ કહે છે. હમણાં કેટલાક દિવસથી એ મદિરાનદના મઠમાં પણ જાય છે તો

ત્હારી પણ તેનો સતાનેચ્છાથી દોરા મંત્ર કરાવા જાય છે. ત્હેને કહીને જાય છે કાંઈ છાની નથી જતી. હશે ! જુવાન છે, અને આપણે તો હવે ઉત્તરાવસ્થા થઇ એટલે હોય પણ ખરૂં; માણસ જાત છે. ભૂલે પણ ખરી. મધુમુખનો લુચ્ચો હશે, પછી કોણ જાણે; હું અમસ્તો વ્હેમાતો હોઊં ધનજીવન ખોટું કહે નહિં, એ પણ બુઢ્ઢો છે એટલે કોઈ અદેખાઇથી કહેતો હોય એમ બને નહિં. ખરૂંજ હશે. ઘણીવાર તો ખરૂં લાગે છે. માટે મ્હેં જે ધાર્યું છે એ જ બરોબર છે. ધનજીવન ! ત્હને ધન્ય છે ! ત્હારા જેવા વાણીયા ગુમાસ્તા થોડાજ હશે ત્હારૂં નામ ધનંજીવન પાડનાં ત્હારી ફોઈ ભૂલી છે. ત્હારી સલાહ પ્રમાણે કર્યું છે તોજ આબરૂ સચવાશે હશે, ગમે તેમ હો તોપણ બિચારી અક્લિતામાં બીજા કાઇ દોષ નથી. મ્હારી સાથે કાંઈ લઢતી ઝઘડતી નથી ગમે તેમ હોય પણ મ્હારી આજ્ઞા ઉથાપતી નથી, મ્હારી આવી તબીયત ચાલે છે, પણ કંટાળતી નથી અને ઓસડ વેસડ બહુ જાતેજ કરે છે હશે પરણ્યા તો આટલું કરનારી તો છે, પણ બિચારીનો અવતાર બગડશે, જો હુ આ મદવાડમાંથી ન ઉઠયોતો હશે, હવે પશ્ચાત્તાપ કર્યે શુ વળે ? કાંઈ સતતિ પણ ન થઈ; તે થયું હોત તો ત્હારૂં બધુ વળી જાત, અને સોક પણ ભૂલી જાત, પણ હજી મ્હને કાઇ ભય લાગતો નથી. મદવાડ સખત છે પણ સવાર કરતાં અત્યારે ઠીક છે, પ્રભુ કરે ને એક મહિનો પણ સારો થઈ ફરૂં હરૂં તો ઠીક. કોણ જાણે પ્રભુની ઇચ્છા હોય તો સતાન થાય પણ ખરૂં. હમણા કાંઈ અદિને અથાણા ઉપર રૂચિ વધે છે. અને ધર્ણીનુ મ્હો ગમતુ નથી કોણ જાણે કેમ ! પ્રભુની ઇચ્છા. પણ મ્હને કાંઈ આરામ થઇ જાય ને એક વરસ વધારે નીકળી જાય તો સારૂં. પાંસઠ થયાં પણ મ્હારા બાપનો બોનેરના થયા હતા, અને દાદા પચોતેર અને તેના બાપ પૂરા હેંશીના મ્હને પણ વખતે ત્રણચાર વરસ નીકળી

જાય, કાંઈ કહેવાય નહિં. પણ કોઇવાર તો હમણાં રહી જઇશ એમ મજ થાય છે. ( અદ્રિલતા પ્રવેશ કરે છે. )

અદ્રિલતા—કેમ અત્યારે તબીયત કેમ છે ?

ઈન્દુશેખર—અત્યારે તો સવાર કરતાં ઠીક છે.

અદ્રિલતા—ત્યારે કાંજી પીશો ? કરી લાવુ તાજી ?

ઇન્દુશેખર—હા

( અદ્રિલતા બીજા ખડમાં જઈને )

અદ્રિલતા—હાય ! હાય ! હવે શુ કરૂં ? મ્હારૂં તો મન મ્હારે વશજ ન રહ્યુ હે ! ઘડીમાં આમને ઘડીમાં આમ; સુડી વચ્ચે સોપારી જેવી થઇ છું. કોણ મ્હારા મનની ગુંચવણ ઉકેલે ? હશે. જે થવાનુ હશે તે થશે, હું તો મ્હારે કબૂલ થઇ છું એટલે હવે નહિ ફરૂં.

( અદ્રિલતા કાંજી લઇ પાછી આવે છે. )

ઇન્દુશેખર—અદ્રિ ! મ્હારો જીવ ફરે છે.

અદ્રિ—જરા સૂઇ જાઓ. પછી કાંજી પીજો.

ઇન્દુશેખર—કાંજી તો હું નહિંજ પીઉં; ભૂખ નથી.

અદ્રિ—એટલી કાજી પણ નહિં પીઓ તો પછી સારૂં કેમ થશે ?

ઈન્દુશેખર—લાવો લ્યારે. (પીએ છે.)

અદ્રિ—( સ્વગત ) હે પ્રભુ ! હાય ! હાય ! હુ ક્યાં જાઉં, મ્હારૂં મન કેમ ભમે છે ? મ્હને ફેર આવશે.

ઇન્દુશેખર—કેમ, અદ્રિ ! ત્હને કાંઇ થાય છે ?

અદ્રિ—ના, મ્હને તમારૂં શરીર જોઈ એમ થાય છે કે હવે તમે ક્યારે પાછા હતા તેવા થશો ?

ઈન્દુશેખર—પ્રભુની મરજી હશે તેમ થશે. મ્હારો જીવ પાછો ફરે છે. મ્હને ઉંઘ આવવા જેવું લાગે છે

અદ્રિ—સૂઈ જાઓ જરા. ( સ્વગત ) ભગવાન્! હાય! હાય! કેમ થશે? વૈદ્યને તેડાવું? હમણાં મધુમુખ આવશે એટલે પૂછીને તેડાવીશ. પણ એ તો—જોઉં જરા વ્હાર—પણ હાય! હાય! આ—મને તો શ્વાસ થયો કોને બોલાવું? હવે શું કરૂં? હવે શું વળે? ( ઉઠીને ) હાય! હાય! હવે તો નાડી પણ બંધ થઇ, અને શ્વાસ પણ બંધ થયો. ( ચીસ પાડીને ) ઓ મારે! કોઇ આવોરે!

( મધુમુખરાય એકાએક પ્રવેશ કરે છે. )

**મધુમુખરાય**—શું છે? થઇ રહ્યું કે? બૂમ ન પાડય.

**અદ્રિ**—મધુ—આ શું થયું! આ શું કર્યું? હવે હું બહુ પરતા—

**મધુ**—બસ ચૂપ રહે, અને કાંજીનો પ્યાલો અંદર મૂકી દે, નહિં તો કોઇને શક આવશે અને ખબર કરશે તો મન્યુકુમાર ફોજદારપણું ચલવી ત્હને ને મ્હને ફાંશીને એકજ લાકડે લટકાવશે.

**અદ્રિ**—હાય! હાય! પણ હવે હું—

**મધુ**—બસ ચૂપ—

( અદ્રિલતા કાંજીનો પ્યાલો બીજા ખંડમાં મૂકી આવે છે. )

**મધુમુખ**—જાઓ કોઇ વૈદ્યને બોલાવો.

( ધનજીવન ગુમાસ્તો પ્રવેશ કરે છે. )

**ધનજીવન**—શું છે? શું છે?

**મધુમુખ**—અરે હજી ઉપાય છે, વૈદ્ય ઝટ આવે તો ઠીક. હજી નાડી ચાલે છે. બાઇ નકામાં ગભરાય છે.

**ધનજીવન**—( સ્વગત ) બાઇ ગભરાય એવાં નથી, અને ભાઇ તમે તો સર્વગુણસંપન્ન છો. કોણ જાણે શું થયું? ડોસો તો ગયો જણાય છે, અને આ લુચ્ચો કહે છે હજી જીવ છે. હશે, પ્રભુની ઇચ્છા.

( ધનટરશંકર વૈદ્ય પ્રવેશ કરે છે )

અદ્ભુતસુખ—જુઓ વૈદ્ય, રાયજી ઉશ્વાસ લેતા હતા તે એકદમ શ્વાસ લેતા બંધ થયા છે. કાંઈ પણ ઉપાય કરી ઠેકાણે લાવો.

ધનજીવન—(સ્વગત) ઠેકાણે તેં ક્યારના આણ્યા છે, દુષ્ટ!

મનહર—હવે કાંઇ છે નહિં જીવ નીકળી ગયો છે.

(કાલિન્દી પ્રવેશ કરે છે.)

અદ્ભિ—હાય! હાયરે! મારી! (મૂર્છા ખાઈ પડે છે તેને કાલિન્દી ઝીલી લે છે.)

અંક ૫ મો સમાપ્ત.

---

# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પર્જન્યપુર—રવિનન્દનનું ઘર.

ગગનવિહારી—કેમ રવિનન્દન ભાઈ! તમે વાત સાંભળી કે? ડોસાજી પ્હોચ્યા સ્વધામ!

રવિનન્દન—ના, ના, ક્યારે?

ગગન—કાલે રાત્રે આઠ વાગે.

રવિ—એમકે? એ તો એજ થવાનું હતું પરણીને વળી પાંચ વર્ષ કાઢ્યાં, એટલુંજ ભાગ્ય

ગગન—પણ બિચારાને સંતાન થયું નહિં તો!

રવિ—સંભવજ ક્યાં હતો? પારકી છોકરીને દુઃખી કરી બિચારીને.

ગગન—કાંઈ દુઃખી નહિં થાય, બધું રીતસર થયે જશે; પૈસો આટલો બધો છે ને કેમ દુઃખી થશે?

રવિ—કાંઈ મિલકતની વ્યવસ્થા કરી સાંભળી છે?

ગગન—તે હજી કાંઈ જણાયું નથી; રાત્રે ગુજરી ગયો તે અત્યારમાં ક્યાંથી જણાય?

( મન્યુકુમાર તથા ઈન્દીવરકુમાર પ્રવેશ કરે છે. )

રવિ—આવો સાહેબ, સાંભળ્યું તમે કે? ડોસાજી ગયા?

મન્યુ—જવાનજ હતા; પારકી છોકરીનું બગાડવા પાંચ વરસ જીવ્યા; લગ્ન પહેલાં ગયા હોત તો કોઇ રોકવાનું નહોતું.

ઈન્દીવરકુમાર—એ તો વૃદ્ધ હતા એટલે મરેજ, પણ બિચારો અતિલચંદ્ર ગુજરી ગયો એ ખોટું થયું.

રવિ—હેં! ક્યારે!

ઈન્દીવર—અત્યારમાંજ મ્હને કાગળ મળ્યો. ખંડાળે હવા ફેર માટે ગયો હતો, તે બિચારો ત્યાં ગુજરી ગયો.

મન્યુ—અરેરે! હવે બિચારી શશિરેખાનું કોઇ રહ્યું નહિં

ગગન—હવે પેલો કિશોરીયો બહુ ફાટશે. એને મદનનન્દનની સોબત—

( જ્ઞાનેંદ્રરાય પ્રવેશ કરે છે )

આવો માસ્તર સાહેબ—

મન્યુ—( સ્વગત ) માસ્તર સાહેબ પડખે આવીને બેઠા ત્યાં સુધી દીઠા નહિં, એકાક્ષ અધિપતિ! અને એનાજ દીકરાની નિન્દા કરવા જતા હતા.

જ્ઞાનેંદ્ર—ઘણુ ખોટું થયું, એક દિવસમાં બે મિત્રની ખોટી ખબર. ભગવાન્ ભગવાન!

રવિ—બીજો તો તમારો મિત્ર હતો, હમારો તો શત્રુ હતો, રામ વારે!

ઇન્દીવર—માસ્તર, તમારા બીજા મિત્રના મરણ વિશે ગૂઢ઼ ર શંકા જેવું છે.

ગગન—હા, મ્હેં પણ સાંભળ્યું ખરૂં.

જ્ઞાનેંદ્ર—લોક તો હમેશ એવી બાતમાં ગપાટા ઉરાડે. ઘરડો ર, અને જુવાન સ્ત્રી, એટલે શક લાવે.

ગગન—પણ એકાએક મરણ થાય ત્યારે શક તો આવેજ.

જ્ઞાનેંદ્ર—એકાએક ક્યાં થયું છે? એ તો આજ કેટલા દિવસથી ખાટલાવશ હતા.

ઇન્દીવર—પણ હમણાં હમણાં તો જરા જરા ફરી હરી સકતા હતા, એટલે મરણ તો એકાએકજ થયું ગણાય.

ગગન—ત્યારે પોલીસે તેની તજવીજ કેમ ન કરી? શા માટે મડદુ રોકયુ નહિં.

અન્યુ—મ્હોટા માણસને કોણ રોકે? ગરીબનું હોત તો કયારનુ ચૂંથાયુ હોત.

જ્ઞાનેંદ્ર—પણ સાહેબ, શંકાનુ કારણ હોય તો રોકાય કે એમને એમ? ડોસો માંદો હતો, ઘરડો હતો, તેથી મરી ગયો.

અન્યુ—શક હોય તો પણ પૂરાવો ક્યાં હતો? બધુ જગત્ જાણે છે કે અદ્રિલતા ડોસાથી અસંતુષ્ટ રહેવાથી મધુમુખની કપટમય જાળમા ફસાઈ હતી, અને મરણ વખતે એ અને અદ્રિલતા શિવાય બીજું કોઈ નહોતું, બધા પછીથી આવ્યા હતા, મ્હને એના નોકરો તરફથી ખરી બાતમી મળી છે, તે ઉપરથી મ્હને તો નવાણુ ટકા ખાત્રી છે કે મધુમુખેજ ડોસાનો વ્હેલો અંત આણ્યો. અદ્રિલતા સામીલ હોય કે ન હોય; ઘણે ભાગે નહિં હોય, કેમકે ડોસો એની સ્વચ્છંદ પ્રવૃત્તિમાં નડતો નહોતો, પરન્તુ મધુમુખે તો મીલકત ઉપર હાથ મારવા માટે આ કામ કર્યું છે. એ ખાત્રી

જેવુંજ છે. પુરાવો નથી—કેમકે જાણનાર એ અથવા એ અને અદ્રિલતા જો એ પણ સામેલ હોય તો—પણ બેમાંથી એક પણ કબૂલ ન કરે. પુરાવો હોય તો આ ઘડીએ મધુમુખને ફાંસીએ ચઢાવી સકાય.

જ્ઞાનેંદ્ર—પુરાવો કરો ઉભો; તમારે પોલીસવાળાને ક્યાં કાર્ય કઠણ છે.

મન્યુ—માસ્તર સાહેબ! એ પોલીસ હમારી નહિં; મ્હારા તાબાના કોઇપણ આદમી ખોટો પુરાવો ઉભો ન કરે; હમે એ કારણસર ઘણા ગુન્હા સાબીત નથી કરી સકતા, તેથી ઇનામ પણ નથી મેળવી સકતા, અને પાયરી ચઢતાં પણ વાર લાગે છે. પણ હમે એવું કામ કરતા નથી; ખોટા પુરાવા નહિં અને ખોટા કેદી પણ નહિં.

જ્ઞાનેંદ્ર—ક્ષમા કરજો સાહેબ! મ્હેં આપને નથી કહ્યું, મ્હે તો પોલીસ માટે સામાન્ય કહ્યું છે.

મન્યુ—સામાન્ય રીતે તમારૂં કહેવું ખરૂં છે.

ઇન્દીવર—ચાલો એતો ઠીક. પુરાવા વગર કાંઈ બને નહિં, અને મધુમુખરામને ફાંશીયે પણ ચઢાવાય નહિં.

રવિ—એ તો હવે જર અને જોરૂ બન્નેનો માલીક થયો.

મન્યુ—તે તો કોણ જાણે? ડોસાએ વસીયતનામામાં લખ્યું હોય તેમ.

રવિ—વસીયતનામુ થયું હશે કે નહિ, કોણ જાણે? ડોસાને જીવવાની બહુ હોસ હતી, મરવું છે એ ખ્યાલમાંજ નહોતું

ઇન્દીવર—તે ખ્યાલ હોતતો પરણતજ નહિં.

મન્યુ—દુઃખી બિચારી અદ્રિલતા! બિચારી અભ્રસુંદરી તો પહેલેથી મરી ગઈ એજ સારૂ થયું કેવી ભલી સ્ત્રી હતી?

ઇન્દીવર—ચાલો સાહેબ, હવે હમારે દવાખાનાનો વખત થયો, રજા લઉં છું.

મૃત્યુ—ચાલો સર્વે જઇએ. હવે શોક કરે શું થાય?

જ્ઞાનેંદ્ર—એના નસીબમાંજ વૈધવ્ય હશે.

રવિ—જન્માક્ષરમાં એ વાત નહિં હોય?

મૃત્યુ—ડોસાના જન્માક્ષરજ ખોટા હતા. રાહુલાલને પૈસા આપી ખોટા જન્માક્ષર કરાવ્યા હતા, તેમાં દશ વર્ષ ઘટાડી પચાસની ઉમ્મર લગ્ન વખતે કરાવી હતી, અને આયુષ્ય પંચોતેરનું લખ્યું હતું, તે આ માસ્તર જેમ જરા જરા ગ્રહબળ માને છે, તેમ પેલો મૂર્ખ બ્હેરીયો વિદ્યુત્પ્રસાદ તો આંધળો થઇનેજ માને છે, તેણે ગણી કાઢ્યું કે હજી પચીસ વર્ષ જીવશે એટલે અદ્રિલતા અડત્રીસ વર્ષે વિધવા થાય તો હરકત નહિં

ઇન્દીવર—હવે થયું તે ન થયું નહિ થાય, માટે ચાલો હવે ઉઠીયે. (સર્વે જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—પુર્જન્યપુર—અઘુખરામનું ઘર.

અઘુસુખ—ચાલો, ડોસાજી તો પત્યા; હવે, આપણને કોઇપણ જાતની વિપત્તિ ન રહી, હવે આટલી બધી મીલકત ઉપર આપણો કબજો પૂરેપૂરો થયો, અદ્રિલતા તો આપણીજ છે, પણ હવે એની મિલકત પણ આપણીજ થઈ. આહા! શું મ્હારૂ ભાગ્ય! આટઆટલી કરતે પણ હજી હું કાંઈ એકઠું કરી સકયો નથી. પણ આજ એક ક્ષણમાં આવડી મ્હોટી મિલકત ઉપર—પણ એ મીલકત કાંઇ મ્હારી પોતાની નથી. માત્ર હુ તેનો કાંઇક ઉપયોગ—જ્યાં સુધી અદ્રિલતા મ્હારે વશ રહેશે ત્યાં સુધી—કરી સકીશ. પણ મ્હેં સાંભળ્યું હતુ કે એ કાંઈ

બ્રીહ્મન-હા, પેલા મદિરાનંદ સન્યાસી-ના ફાંદામાં પડી છે; પણ કાંઈ નહિં-એતુ પણ થઈ રહેશે-ધીરે ધીરે મીલકત ઉપર કબજો વધારીશ એટલે તે સબબથી અદ્રિલતા મ્હારી દબેલી રહેશે, અને પછી હું એને મદિરાનંદથી છુટી કરીશ ઠીક છે કે કાંઇ સંતાન થયું નથી; પણ કોણુ કહેતુ હતુ કે એને કાંઈ આશા જેવું છે? ના રે કાંઈ નથી, હોય તો મ્હને કહ્યા વગર રહે? એનો પૈસાદાર ડોસા મરે ત્યારે બધાં એમ વાત ચલવેજ. વસીયતનામુ ન થયું એ પણ ઠીક થયું આપણે ડો-સાના ખાસ મિત્ર તરીકે એકદમ કબજો કરવા માંડયો છે એટલે કાંઈ ભય નથી. પણ પેલો વાણીયો બડો લુચ્ચો છે-એ ધનજીવન એનો ગુમાસ્તો થઇ, મ્હારી વચમાં આવે છે નામ ધનજીવન છે, પણ પૈ-સાથી લલચાય એવો નથી ડોસો જરા હમણા હમણાં એના ઉપર ભરૂસો વધારે રાખતો થયો હતો; પણ કાંઇ નહિ; એનો પણ ઉપાય કરીશુ. જ્યાં સુધી અદ્રિલતા મ્હારા કહ્યા પ્રમાણે કરશે ત્યાં સુધી ભય નથી, આટલે સુધી પણ એની મદદથીજ આવ્યો છું; પણ છેલ્લી ઘડીયે હુ ન જઈ પહોંચ્યો હોતતો ઘણુ બગડત અને જરૂર મન્યુ-કુમાર સપડાવત તાકાને બેશી રહ્યા છે તેને એવો લાગ મળત! પણ ઠીક થયું કે હું સહુથી પહેલો જઈ ચઢયો-તોપણ-કોઇને શંકા આવી હશે ખરી! કાલિન્દી આજ બોલી ગઈ કે લોક ગામમાં ગમે તેવી વાત કરે છે ભલે વાત કરે! વાતથી ડરવું શુ? હું કદી ડર્યો નથી અને ડરવાનો નથી જેન હમેશ જાઉં છું તેમ અદ્રિલતા પાસે જઇશ અને ધીરે ધીરે મ્હારી ઇષ્ટસિદ્ધિ માટે પ્રયત્ન કરતો રહીશ.

(ધનજીવન પ્રવેશ કરે છે)

ધનજીવન—ભાઈ સાહેબ! ઇન્દુશેખરરાયના મરણને તેર દિ-વસ થઈ ગયા પછી ચોદમે દિવસે આ ચિઠ્ઠી આપવી એવો કાગળ

મ્હારા ઉપર એમણે લખેલો એમની ખાનગી પેટીમાંથી મળ્યો છે, તે પ્રમાણે હું આપવા આવ્યો છું લ્યો સાહેબ.

મધુમુખ—( કાગળ લઈ ફોડીને વાંચે છે )

રા મધુમુખરામ,

વિનતી કે આ સાથેના કાગળમાં મ્હારા વસીયતનામાની નકલ છે તે ઉકેલી વાંચજો. તેમાં લખેલા ટ્રસ્ટીઓને દરેકને એકએક નકલ મોકલવા, તથા અસલ મે કલેકટર સાહેબને સ્વાધીન કરવા મ્હે મ્હારા નિમકહલાલ ગુમાસ્તા ધનજીવનને કહ્યું છે તે પ્રમાણે તે કરશે

લી ઇન્દુશેખરરાય ગિરીન્દ્રરાય જાગીરદાર.

વસીયતનામુ! રાયજીએ કયારે કર્યું હતુ? હુ જાણતો નથી.

ધનજીવન—સાહેબ, કર્યું હશે. હુ શું જાણુ? આપ ન જાણો તો હું નોકર માણસ શુ જાણુ?

મધુમુખ—(સ્વગત) વાણીઓ પાકો જણાય છે, એણેજ કરાવ્યું હોય—કે પછી મન્યુકુમારે તો ન કરાવ્યુ હોય! પણ એ કયાં આવતો જતો એકાદવાર ડોસો કાંઇ એને બીજે કોઈ ઠેકાણે મળ્યો હતો ખરો અને ધનજીવન એનો પાડોશી અને મળતીઓ છે, તે એ જણાએ મળી કરાવ્યું હશે પણ તેમાં શું? ટ્રસ્ટીઓ કર્યા હશે. તેમા મ્હારૂ નામ જરૂર હોવુ જોઇએ, નહિ તો મ્હને આ ચિઠ્ઠી લખવાનુ પ્રયોજન શુ? પણ ટ્રસ્ટીઓ શા માટે કર્યા હશે? મ્હને એકલાને ન સોપતાં બીજાને શુ કામ ભેગા લીધા! બીજા કોણ હશે, કેવા હશે? પણ ચિન્તા નહિ, મ્હારૂં ચાલશે ત્યા સુધી બીજાનો પગ પેસવા નહીં દઉં, બચ્ચા મધુમુખ! સંભાળીને કામ લેવાનુ છે.-ડોસો પાકો નીકળ્યો મ્હને પૃછયા કર્યા વગર, અદ્રિલતા પણ ન જાણે તેમ વસીયતનામુ કર્યું ખરૂં!

ધનજીવન—સાહેબ, હું રજા માગું છું.

અહુમુખ—બેસો આ વસીયતનામું તમારી રૂબરૂ વાંચું. બાઈ સ્હાહેબે તો વાંચ્યુંજ હશે

ધનજીવન—સાહેબ, હું કંઈ જાણતો નથી; હું તો ચિઠ્ઠીનો ચાકર.

અહુમુખ—(વસીયતનામું ઉકેલી વાંચે છે.)

૧. મ્હે વૃદ્ધાવસ્થામાં સંતાનેચ્છાએ લગ્ન કર્યું તેથી જે મ્હને આજ સુધી અનુભવ મળ્યો છે તે ઉપરથી લાગે છે કે હુ તે વખતે ગાંડો થયો હોઇશ. મ્હારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ હશે હવે લાગે છે કે એ માત્ર ભ્રાન્તિ હતી. હવે મ્હને એ વાતનો બહુ પશ્ચાત્તાપ થાય છે. અને પારકી છોકરીનો ભવત્તર બગાડવાનું જે પાપ કર્યું છે તેની ક્ષમા મ્હને પ્રભુ આપશે કે નહિં! તે પ્રભુ પાસે માગીશ હાલ મ્હારા મિત્રોને વિનતી કરૂં છું કે મ્હારો પશ્ચાત્તાપ ખરો માની હું જે વ્યવસ્થા કરવાનું કહું તે પ્રમાણે કરવું થએલી ભૂલ્યનો પશ્ચાત્તાપ ઘણો કરવા કરતા ભવિષ્યમાં વધારે નુકશાન ન થાય તે માટે મ્હારી પાછળ જીવનાર સન્માર્ગે રહી મ્હારા નામને લાગ્યું છે તે કરતાં વધારે કલંક ન લગાડે એ હેતુથી નીચે મુજબ વ્યવસ્થા કરૂં છું.

૨. મ્હારી મીલકતમાંથી અડધી મીલકત મ્હારી સ્ત્રી અદ્રિલતા પચીસ વર્ષનીવયની થાય ત્યારે આપવી. ત્યાં સુધી એને વરશે દહાડે રૂ. ૧૦૦૦ એક હજાર આપવા, ર્‌હેવા ઘર આપવું. બાકી અડધી મીલકત ટ્રસ્ટીઓના ધ્યાનમાં આવે એ રીતે ધર્માદામા લેવી. મ્હારી સ્ત્રી અદ્રિલતા ગુજરી ગયા પછી એ અડધી મીલકત પણ ધર્માદામાં લેવી.

૩. ઉપર મુજબ, વ્યવસ્થા કરવા માટે હું નીચેના ગૃહસ્થોને ટ્રસ્ટી નીમું છુ.

૧. મન્યુકુમાર શાન્તિકુમાર.
૨. જ્ઞાનેંદ્રરાય ભક્તિસુખરાય.
૩. રવિનન્દ્ર અંભ્રનંદન.
૪. ઇન્દીવરકુમાર પદ્મલોચનશંકર.
૫. ધનજીવન ભયજીવન.

**મધુમુખ**—હવે, ધનજીવનભાઇ, આપ પધારો.

**ધનજીવન**—વારૂ સાહેબ! (સ્વગત) હવેજ ભાઇ સાહેબ જાણશે કે ખરી વાત શી છે (જાય છે).

**મધુમુખ**—હાય! આતો આપણું નામ તો સમુળગું નથી ડોસા! તેં શું કર્યું? પણ જોઉં, હજી તો એક કલમ છેલ્લી છે તેમાં મ્હારૂં નામ જણાય છે ખરૂં. કદાચ મ્હને મુખ્ય વ્યવસ્થાપક નીમ્યો હશે.

મધુમુખરામ ધૃતમુખરામ વકીલ જે મ્હારા ઇષ્ટ મિત્ર થઇને રહ્યા છે તેમને ટ્રસ્ટીઓમાંથી બાતલ કર્યા છે, કારણ કે તે દેખીતા મ્હારા મિત્ર છે, પરંતુ તેમણે શત્રુનું કામ કર્યું છે. પ્રથમ તો પારકી દીકરીને કુવામાં ઉતારવાને એ અગ્રેસર હતા. એ ન હોત તો મ્હારાથી એ કાર્ય થાત નહિ. તેમજ તે કરવામાં જે ખટપટ, કરવી પડી છે તેમાં તેમણે ઘણા પ્રપંચ કર્યા તે ઉપરથી તેમની પ્રમાણિકતા વિશે મ્હારી ખાત્રી થઈ, એટલે તેમને મ્હારી મીલકત સોંપાય નહિં. તેમજ મ્હારી સ્ત્રી જે હજી જુવાન છે, તેની સભાળ લેવાનું કામ પણ સોંપાય નહિં, કેમકે તેને વિમાર્ગે લઇ જવા એમણે પ્રયત્ન શરૂ કર્યા છે, તે વિશે આ સ્થળે વિશેષ કહેવાની જરૂર નથી.

ટૂકામાં મતલબ કે એ મ્હારા શત્રુવત્ મિત્રને હવેથી મ્હારા ઘરમાં આવતા જતા બંધ કરવા. તેમ મ્હારી સ્ત્રી, ગુમાસ્તા, નોકર ચાકર સર્વેએ તેની સાથે કાંઇપણ વ્હેવાર ન રાખવો એ વિશે ટ્રસ્ટીઓએ ખાસ કાળજી રાખવી.

લી. ઇન્દુશેખરરાય ગિરીન્દ્રરાય. સહી. દા પોતે.

સાક્ષી. દા. ઇન્દીવરકુમાર પદ્મલોચનશંકર.

,, ધનજીવન ભયજીવન

,, ગગનવિહારી અરણ્યવિહારી.

મધુસુખ—( હાથમાંથી કાગળ પડી જાય છે. ) થઈ ચૂક્યું! પાસા ઉંધા પડયા! શુ થયુ? કેમ ચક્કર ફેરવાઇ ગયું? મન્યુકુમારનુંજ કામ. મ્હને ઠગી ગયો હેં! બધાજે એના પક્ષના ટ્રસ્ટીઓ! અરેરે! મ્હારૂં તો બધું ધૂળ્ય મળ્યું પણ ખરૂં હશે? કે ધનજીવને ખોટું વસીયતનામું તો નહિં બનાવ્યું હોય! સાક્ષી પણ દાકતરનીજ છે. એ પક્ષનાજ બધાએ ભેગા થઇ મ્હારા ઉપર વૈર લીધુ. પણ વાણીયો બધુ જૂઠુ ઉભું કરે પણ ખરો. સાક્ષીઓ સુદ્ધાં જૂઠી કરે. પણ સહી જોઉ, સહી તો બરોબર ડોસાનીજ છે જોઉ ફરીથી વાંચી જોઉ. ( ફરીથી વાચે છે. ) એજ, ડોસાનીજ ભાષા—બધું મ્હારૂં તો સત્યાનાશ ગયું, મ્હે તો શી શી આશાઓ બાંધી હતી! હાય! હાય! લગ્ન વખતે કરી આપેલા દસ્તાવેજ પ્રમાણે તુરત રૂપીયા દશ હજાર લઈ લીધા હોતતો વેપાર કરી બમણુ કમાતો હોત પણ એ રૂપીયાએ ન લીધા ને આએ ગયું અદ્રિલતા ત્હારા મોહમાં ફશી પડયો તેથી કહી મ્હારાથી જવાયુ નહિં, હાય! હાય! અદ્રિલતાને પણ હવે નહિ મળાય! પણ એણે તો કાંઈ ઠગાઇ નહિં કરી હોય! ના, એમ તો ન હોય, એમ હોય તો એને અડધી મિલકતજ આપે એમ હોય! એ તો પેલા લુચ્ચા સુધારાવા-

ળાઓએજે કરાવ્યું. 'રાંડીરાંડો પરણાવવા માટે બધો પૈસો લઈ લીધો. હવે મ્હારૂં કાંઈજ નહિં ચાલે! કાંઇ પણ ઉપાય છે? કાંઈ નથી; હશે, જેટલું ભોગવ્યુ એટલું' ખરૂં. લગ્ન વખતે ધાપ મારી છે એટલેથીજ સંતોષ માનીશુ પછી પણ જે મોજ કરી તે થઇ ગઈ અદ્રિલતા! ત્હને હવે છેલ્લી સલામ! હવે ત્હને મળાશે નહિં તું પણ મ્હારૂં મ્હોં જોઈ સકીશ નહિં. ત્હારૂં ધન ત્હારૂં પણ ન રહ્યું, અને મ્હારૂં પણ ન રહ્યું; હવે મ્હારે આ ગામમાં શુ કામ છે? ગામના લોકમા પણ મ્હોં શું બતાવીશ! સુધારાવાળાઓ મ્હને ઠેર ઠેર ફજેત કરશે, માટે એક એ દિવસમાંજ અહિંથી ઉચાળા ભરીને જવુ પૃથ્વી વિશાળ છે; મ્હને મ્હારો ધધો સલામત રહો; જ્યહાં હશે ત્યહાં મધુસુખરાય કમાયા વગર રહેવાનાજ નથી. એક નહિ તો બીજું. બીજાં અનેક સ્થળ છે જ્યા મ્હારા જેટલી જગા મળી રહેશે. માટે એજ ઉપાય બરોબરછે; એ દિવસમા બધુ અટપી પરમ દહાડે મુકામ કૂચ. પર્જન્યપુર! ત્હને છેલ્લા નમસ્કાર! અદ્રિલતા! ત્હને છેલ્લા પ્રેમ પ્રણામ! સુધારાવાળાઓ! ત્હમને છેલ્લા તિરસ્કાર પ્રણામ! ત્હમારૂં આ લોક અને પરલોક બન્નેમાં કદી સારૂં થવાનું નથી. મ્હારો મ્હોમા આવેલો કોળિયો લઈ લીધો મન્યુકુમાર, તુ ઘોર નરકમા પડીશ, ધનજીવન! તું વૃદ્ધ થયો છે અને ત્હને શો શાપ દઉં! મ્હને જે નિરાશાનુ દુઃખ ત્હે કરાવ્યું છે ત્હેના બદલામાં ત્હારા શરીરમાં સવાલાખ કીડા પડશે. હાય! હાય! મ્હારૂ બધુ સ્વપ્નુ એકદમ ઊડી ગયુ. હવે અહિં રહેવાથી આબરૂ વધારે ખોવી પડશે: માટે ચાલો મધુસુખરાય, ત્હમારૂં હવે અહિં કામ નથી. ધિક્કાર છે જેમણે ત્હારૂ ખોવડાવ્યુ ત્હેને. બસ, જવુંજ. અહિંથી જવુ. ચાલો તૈયારી કરિયે. કહુ તરંગસુન્દરીને કે ત્હારું અને મ્હારુ કરમ ફૂટયું. ચાલો ભરો ગુણા અને ગણો પોબારા.

( જાય છે. )

---

# પ્રવેશ ૩ જો

## સ્થળ—પર્જન્યપુર—રસ્તામાં.

શશિરેખા—( રસ્તામાં ) હે ભગવાન્ ! આખરે એમજ થયું ? હાય ! હાય ! મ્હારી આશા તો ધીરે ધીરે ફળશે એમ લાગે છે. પણ બિચારી બ્હેનનું ભાગ્ય રૂઠયું. સસરા ગયા પછી મ્હને વધારે દુઃખ પડશે એમ ભય હતો. પણ પ્રભુ કૃપાથી હમણાં હમણાં જરા મ્હારી તરફ કાંઇક ભલમંનસાઈથી વર્તે છે. તો પણ જ્યાં સુધી મદન-નન્દનની સોબત નહિં તૂટે ત્યાં સુધી મ્હને પૂરો ભરૂંસો પડતો નથી. તો પણ મ્હારૂં નસીબ ઉઘડવા માંડયું ત્યાં બ્હેનનું બગડયું હાય ! હાય ! બિચારીને હવે કોઇનો આધાર પણ રહ્યો નહિં મા પણ ગઈ, બાપમાં તો કાંઈ ઢંગજ નથી ! માશી એકલી હમારી છે, પણ માશી ! હાય ! હાય ! સાસુજી માશી માટે કહેતાં તે ધીરે ધીરે ખરૂં જણાતું જાય છે; માશીએજ બ્હેનને અવળે રસ્તે ચઢાવી હું બચી ગઈ ત્યારે બ્હેનને ફસાવી; છોકરાં થાય એ આશાએ બ્હેન બિ-ચારી ફશી પડી. પણ હવે પ્રભુ કરશે તો બધુ સમઝી જશે. મ્હા-રાથી એને કાંઇ કહેવાય ? એ મ્હોટી પડી અને સ્વભાવે જરા આં-કળી છે. તે વખતે ખોટું લગાડે અને હાવા વખતમાં કહું ને કાંઇ આડું અવળુ કરી બેસે તો મ્હને તો મરણ સુધી પસ્તાવો રહી જાય. હશે ! પ્રભુની મરજી હશે તેમ થશે. ચાલો બ્હેનનું ઘર આ-વ્યું. ( અંદર પ્રવેશ કરે છે. )

( નેપથ્યમાં રૂદનસ્વર ) બ્હેન તો એકલી બેઠી બેઠી રોતી જ જાય છે., હશે હમણાં એનો ઉભરો શમવા દઉં પછી અંદર જઈશ નહિં તો વળી વધારે રોશે.

( કાલિન્દી પ્રવેશ કરે છે )

**કાલિન્દી**—કેમ, ક્યાં, અદ્રિ ક્યાં છે ?

**શશિ**—અંદર બેઠી બેઠી રૂવે છે.

**કાલિન્દી**—હવે ક્યાં સુધી રોશે ? આજ મહિનો થયો અને હવે ક્યાં સુધી ? શું કરીયે, આટલુંએ ભોગવ્યું એટલું ઘણું, એમ સંતોષ માનવો જોઇએ. તું સતોષી છે, અને એ બળકણી છે.

**શશિ**—હશે, પણ હમણાં એનુ મન ખાલી થવા ઘો, આપણે હમણાં હેઠેજ જઇએ. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

( બીજા ખંડમાં અદ્રિલતા પ્રવેશ કરે છે. )

**અદ્રિ**—હાય ! હાય ! ભગવાન્ ! આ શું થયું ? મ્હને આ શું સૂઝયું ? મધુસુખના મોહમાં મ્હારૂં સારૂં ખોટું ન સમઝી હેં ! પણ નહિં તો પણ વ્હેલું મોડું એજ થવાનું હતું. ઘરડા વરને પરણી બીજું શું થાય ! પ્રસાદ ! તમે ક્યાં ભાન ભૂલ્યા ! ક્યાં તમે લલચાયા ! કેવા ભ્રાન્તિમાં પડયા ! હાય ! હાય ! મ્હેં પણ મૂર્ખાઇજ કરી. હુ પણ ભ્રાન્તિમાંજ પડી. મા ! ઓ મા ! તું ક્યાં છે ! તું સ્વર્ગમાં બેઠે મ્હને દુઃખી જોઇ દુઃખી થજે; ત્હારી શીખામણ ન માની બાપે કૂવામાં નાંખી. તું ભાગ્યશાળી કે મ્હારૂં બદલાઈ ગએલુ રૂપ જોવાને જીવતી નથી ! પણ સ્વર્ગમાંથી મ્હને તું જોઇને પણ દુઃખી થતી હોઈશ ! મા ! પ્રસાદ ભૂલ્યા ! હું પણ ભૂલી ! હવે શું કરૂં ! હવે શો ઉપાય ! અહીં પરણીજ ન હોત તો કાંઈ આવું થાત ! વાંકજ પ્રસાદનો ! પ્રસાદ ! હાય ! હાય ! પિતા ! પાળી પોષી મ્હોટી કરી તે આ માટે !

પિતા ! મ્હને કેમ દીધી ઘરડા કંથને,
શોધી કાઢયાં કીયા જનમનાં વેરજો;
ઉછેરીં નાંખીરે બળતી આગમાં,
ઉગરવાનો હવે નથી ઉપાયજો,
ભોગવવું દુ:ખ લખ્યુંરે મ્હારા ભાગ્યમાં;
રજની દહાડા રડતાં વીતી જાયજો.

હાય ! હાય ! મ્હારે હવે આવી અવસ્થામાંજ દહાડા કહાડવા પડશે ! કોણ જાણે કેટલુંએ આયુષ્ય હશે !

આવરદા મ્હારીરે અતિ લાબી થશે ?
ત્રાગ નહીંજ તોડયે તૂટયો જાયજો.
કર્મતણી કહાણીરે કયાં જાએ કહી ?
છાંય કૂવાની કૂવા વિષે સમાયજો.
શુ કરવું જીવીને આ સસ્સારમાં ?
હાથે મરૂ તો આત્મહત્યા થાયજો.

હાય ! મ્હેં શુ આ કર્યું ? મ્હને એ કયાં કશુંએ કહેતા ! હવે કેમ દહાડા જશે !

હૈયું કઠણ કરીને હિમત રાખશું,
રાખુ રૂદેમાં કેના ઉપર રોષજો ?

મ્હે હાથે કરીને આટલું દેખીતું સુખ પણ ખોયું. પણ પ્રસાદ ! તમે મ્હને અહીં પરણાવી ન હોત તો કંઇ થાત !

પિતા ! મ્હને કેમ દીધી ઘરડા કંથને–

( કાલિન્દી તથા શશિરેખા પ્રવેશ કરે છે. )

**કાલિન્દી**—અદ્રિ ! જો હવે તું શાંત થા; હવે રોયે શું વળ વાનું છે ? તને શું દુ:ખ છે ? મ્હારે તો પૈસોએ નહોતો અને દ તો સુખી છે

**અદ્રિ**—માશી! તમે નથી જાણતાં. મ્હારૂં કરમ તો સામૂટું છે. મીલકત ઉપર તો મ્હારો બિલકુલ હક નથી રાખ્યો

**કાલિન્દી**—તે લખાણ વાંચ્યું ?

**અદ્રિ**—મ્હને લખાણ કોણ વંચાવે ? પણ ધનજીવન કહેતો કે અમુક રકમ બાંધી આપી છે.

**શશિ**—તે તો તું એકવીસ વર્ષની થાય ત્યાં સુધી માટે હશે.

**અદ્રિ**—તુ બહુ સમજે ખરી કની ?

**કાલિન્દી**—લખાણ વાંચીયે ત્યારે જણાય. ધનજીવનને કહી વાંચી જૂવે તો ઠીક.

**અદ્રિ**—મ્હને કોણ ગાંઠે છે ? પેટીની કુચી, તિજોરીની કુંચી, બધું ધનજીવન પાસે. મ્હેં તો લખાણ કરવાનીએ ના કહી હતી

**કાલિન્દી**—હવે તું ધીરી ગજ્ય. અને પછી ધીરે ધીરે આપણે ઉપાય કરીશું, ધીરજનાં ફળ મીઠાં છે; જો આ શશિએ ધીરજ રાખી તો હવે એને દુઃખ ઓછું થયું છે. ત્હારૂંએ ધીરજથી સૂધરશે. બીજવરને પરણે ત્યારે વ્હેલું બગડે એમાં કાંઈ નવાઈ છે! હું ત્હારા જેવડી હતી ત્યારેજ મ્હારૂં પણ બગડયું હતું, પણ કાઇ ઉપાય છે! ધીરજ રાખી દુનિયામાં રહેવુ. જીવીશું ત્યાં સુધી બધાનો ખપ પડશે; શાન્ત થઈ ધીરજ પકડી બેસવું એજ કરવાનું છે.

**શશિ**—( સ્વગત ) માશીની શીખામણ મ્હને ઠીક લાગતી નથી. એમનો ભાવાર્થ શો છે તે સમઝાતું નથી.

**અદ્રિ**—તેતો બેઠીજ છું. પરણી ત્યારથીજ જાણતી હતી તમે અને પ્રસાદ ન્હોતાં જાણતાં, પણ હું અને બાતો જાણતાંજ હતાં પણ હમારૂં કાંઈ ચાલ્યુંજ નહિ. તમે પણ હમને કૂવે નાંખવામાંજ હતાંને ? હવે અત્યારે, શાન્ત થા, ધીરી થા, કરોછો; શાન્ત થઈશુંસ્તો; નહિં થઇએ તો કયાં જઇશુ ?

કાલિન્દી—હા; એમ ડાહી થઈ ધીરજ પકડે તો સારૂં.

શશિ—બ્હેન, હું હવે જાઉં ?

કાલિન્દી—હા જા બ્હેન. (શશિરેખા જાય છે.)

ઋદ્ધિ—માશી તમે પણ જાઓ. મ્હને હમણાં એકલાં રહેવુંજ ગમે છે, મધુમુખરામને કહેજો કે જરા મળી જાય; તેર દિવસમાં તો ઘણું આવતા; હમણાં પંદર દિવસથી બિલકુલ જણાયા નથી; હું ધારૂંછું મ્હારાજ કામમાં ગુંથાયા હશે; મ્હને તો કોઈ બ્હારની ખબર પણ આપતું નથી. એમની તરફથી ખરી ખબર પડશે કે લખાણમાં શું છે; એમની જાણ વગર લખાણ થયું નહિં હોય

કાલિન્દી—મધુમુખરામ તો ગામ છોડી ઘર ઉપાડી બીજે કહીં ગયા.

ઋદ્ધિ—હેં ! કેમ ! હાય ! આપણને મળ્યા પણ નહિં ! કહ્યું કહાવ્યું પણ નહિં ?

કાલિન્દી—મ્હેંતો સાંભળ્યું છે કે એમને ટ્રસ્ટી બનાવ્યા નથી તેથી એ રીસાઇને જતા રહ્યા.

ઋદ્ધિ—હેં ! એ ટ્રસ્ટી પણ નહિં ? હાય ! હાય ! આમ કેમ ! હું કેમ આવીને આવી ખબરો સાંભળુંછું ! ભોગ મ્હારા ! નસીબ સામટું ફુટ્યું. એટલા એક મ્હારા ખરા સલાહકાર હતા તે પણ ગયા. કહ્યું પણ નહિં કે જાઉંછું, મ્હને પણ ખબર પડી નહિં. ભલે, મ્હારૂં હવે કોણ છે કે ખબર પડે ! રાયજીને આ શું સુઝયું કે આમ એકદમ મ્હને સામટી નિરાધાર કરી નાંખી પોતે ગયા, પૈસો પણ કબજે ન રાખ્યો અને છેવટે મધુમુખને ટ્રસ્ટીમાં પણ ન નાંખ્યા. હશે, માશી ! તમે જાઓ, મ્હારો લવારો તો રાત દિવસ ચાલશે. (કાલિન્દી જાયછે.)

ભગવાન્ ! પ્રભુ ! તેં બધું જાણી લીધું છે કે શું ? તે મ્હને આમ સામટી શિક્ષા કરે છે ? મધુમુખને ટ્રસ્ટીમાં પણ ન નાંખવાનું

શું કારણ હશે ? રાયજીને વ્હેમ આવ્યો હશે કે ખબર પડી હશે; નહિં તો એકદમ વિશ્વાસ ઘટી જાય ? બીજા ટ્રસ્ટી કોણ હશે ? કોણ જાણે. પણ મધુમુખ કેમ નહિં ? મ્હારૂં હિત કોણ સાચવશે! જરૂર તે દિવસે મધુમુખે કહ્યું કે કોઈ નથી પણ મ્હને જરૂર વ્હેમ પડયો હતો, તે ધનજીવન જ હોવો જોઇએ; એની મ્હેં પાઘડી દીઠી હતી તે જરૂર એણે હમને બેઠેલાં દીઠાં હશે; મ્હોટાં ઘરમાં ચાડીયા એ ઘણા હોય તો ! હશે, મ્હને મ્હારાંજ કર્મ નડે છે. મધુમુખના મોહમાં પડી તો ધણીની પણ અણમાનીતી થઇને ! પણ હાય ! હાય ! હવે તો ધણીએ ખોયો, મધુમુખ ખોયો અને પૈસોએ ખોયો ! હું એકલી રહી તે કોણ જાણે હજી શું શું જોવું પડશે ! જે થશે તે જોઈશ; જીવીશું ત્યાં સુધી જોઇશુ. ( નિદ્રાવશ થાય છે )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પર્જન્યપુર—જ્ઞાનેંદ્રરાયના ઘરનો એકાંત ભાગ.

**મદનનન્દન**—આજ હજી કિશોર કેમ ના આવ્યાં ! હમણાં હમણાં એ ભાઈસાહેબ વૈરીને વશ થવા લાગ્યા જણાય છે. શશિરેખા ! શી ત્હારી ખૂબસૂરતી ! શી ત્હારી વશ કરવાની શક્તિ ! કિશોર જેવા સ્વચ્છંદીને તેં ધીરે ધીરે વશ કરવા માંડયો ! કિશોર જેવો બદસૂરત તને પસંદ પડયો, અને મ્હારૂં આવું સુન્દર રૂપ છતાં પણ મ્હને તે લાત મારી, કેમ ! યાદ રાખજે કે મરતા સુધી મ્હારા મનમાંથી એ ડંખ નથી જવાનો; ગમે તે રીતે હું ત્હારા ઉપર વેર લઈશ; મ્હને એ સ્વીકારે એતો હવે મુદ્દલ આશા પડતુંજ નથી; ત્યારે હવે શું કરવુ ? કિશોર પણ મ્હારી સોબત છોડશે કે શું ? હમણાં પહેલાં જેટલું મળતો નથી, તે પેલી દુષ્ટાને લીધેજ

કુશે; જો એનું વધારે ચલણ થયું તો જરૂર આપણને બ્હુતોજ મૂ-
કુશે, અને પછી મ્હારી શી અવસ્થા ? મા ગુજરી ગયા પછી બાપે
સખ્તી કરવા માંડી છે તેથી હવે ખરચવા માટે પહેલા જેટલું
આપણને ઘરમાંથી મળતુ નથી, પણ કિશોરને લીધે આપણને જો-
ઇએ તે મળી રહે છે; એને બાપની ધાક જરા હતી, પણ તેતો
ગયા, તે હવે ફરી આવવાના નથી. માં એના કહ્યામાં છે; પણ
પાછી પેલી અપ્સરાનું ચલણ થવા માંડયું છે, એટલે હવે જ્હાઇસા-
હેબ આપણા ફબજામાંથી છટકશે તો મદનનન્દન ! તું રોજના પાંચ
રૂપીયા ક્યાંથી ખરચીશ ! નાટકમાં કયાંથી જઈશ ! નાટકવાળાઓ
પહેલાં તો મફત જવા દેતા. ઉલટું કાંઈક મળતું વેશ ભજવતા
તેથી. પણ તે દિવસે જરા છાટો વધારે લેવાઈ ગયો તેથી રંગભૂમિ
ઉપર આપણુંજ નાટક થઈ ગયું ત્યારથી એ પણ બંધ થયું. કિશો-
રને પ્રતાપે આજ સુધી નાટકમાં જતા, પણ આઠેક દિવસથી તો
એ પણ બ્હાનાં કાઢી આવતો નથી. કેમ કરવું ? નાટકનુ તો વ્ય-
સન પડી ગયું. બીજાં પણ વ્યસન લાગ્યાં છે તે કેમ થશે ? કયાંથી
પૈસા આવશે ? કોઈ પૈસાદારની એકની એક છોકરી સાથે લગ્ન
થઈ જાય તો ઠીક ! પણ આપણા નસીબમાં તો એકેવાર પરણ-
વાનું નહિં ઈન્દુશેખર બુઢ્ઢો બીજી વાર ઘંડપણ છતે પણ પરણ્યો
હતો, પણ આપણને જુવાનીમાં એકવાર પણ કોઈ પરણાવતું નથી.
પણ તેનુ કાંઈ નહિં, આપણને મોજ મારવાને પૈસા કોઈપણ રીતે
મળે તો ઠીક; કિશોર જો છટક્યો તો પછી ઈલાજ નથી ચોરી ક-
રવી ? હાય! હાય ! તે કેમ થાય ! કયાં થાય ! પણ નહિં, તેતો નહિં-
વખતે કદાચ પકડાઇએ તો કેદમાં જવું પડે અને બધી મોજમઝા
ઉડીજ જાય. માટે ગમેતેમ કરીને કિશોરને કબજે રાખવો. પણ એ
સાહેબ જો બૈરીમાં વધારે લપટાશે તો થઈ ચૂકયું; ગમેતેમ કરી

બૈરીનું ચલણ વધે નહિં એજ ઉપાય કરવો. ( વિચાર કરીને ) હાં. એજ એજ ઉપાય ઠીક છે. આવવા દ્યો હવે, ધીરે ધીરે એજ ઉપાયથી, આપણું કામ થશે બીજો ઉપાય નથી. બાપ મરે ને આપણે વારસ થઇએ એ દિન કયાં? બીજા ભાઇઓ મુવા છે કની? તે પૈસો વહેંચાઇ જશે એટલે શું? અને તે મળે તોપણ શું? તેટલું તો મ્હારે દેવું છે તે આપી દેવું પડશે. હવે તો કોઇ ધીરનાર પણ નથી, માટે, કિશોરચંદ્ર! તુંજ હવે મ્હારો ધીરનાર! તુંજ મ્હારો શાહુકાર, શરાફ, તિજોરર, તુંજ સર્વ, હુંજ ત્હારો વારસ અથવા ભાગીયો! તું બૈરીનો હમેલો રહી મ્હને છોડી દઇશ! નહિં! મદનનન્દન સર્વ શક્તિમાન્ છે–બાંડીમાં કેવી અદ્‌ભુત શક્તી છે, એ પણ સર્વ શક્તિમાન્ છે હવે આવવા દ્યો કિશોરભાઇને, વહુવેજ્ઞા થવા લાગ્યા છે, તે બધું ચક્કર અવળું ફેરવું, તોજ મ્હારૂં નામ મદનનન્દન

ધર્યા જેવુંજ છે; બે ત્રણ વાર હું આવી ગયો પણ બહારથીજ પાછા કાઢયા, ઘરમાં કોઈ નથી કહીને.

**કિશોર**—દહાડે તો હું મ્હારા બાપનાં વેપારનું કામ હવે બધું શીખું છું.

**મદન**—કયાં વેપાર તમે? અને બૈરીના સામા આખો દિવસ બેસી રહોછો એ વાત ખોટી કે? મ્હારે શું? બેશી રહેજે, પણ મ્હારે તો મિત્ર તરીકે ત્હને કહેવુ જોઇએ કે બૈરીનો ઘણો વિશ્વાસ કરીશ તો ફસાઇશ અને તેમાં વળી—કાંઇ નહિં મ્હારે શું?

**કિશોર**—ના, ના, કહે, કેમ બોલતો બંધ રહ્યો?

**મદન**—કાંઈ નહિં, આપણે પારકી પંચાત શી? લે ચાલ આજ ઘણે દહાડે ભેગા થયા છીએ તો જરા છાંટો લઈશ?

**કિશોર**—મ્હેં હવે મૂકી દીધુ છે.

**મદન**—અલ્યા કિશોર! મ્હારો હાથ પાછો વાળે છે? જા, મ્હારે ને ત્હારે તૂટી આજથી.

**કિશોર**—મદન! એમ ગુસ્સે ના થા. હુ ત્હને કદી ના કહું? પણ મ્હેં શશિને વચન આપ્યું છે કે—

**મદન**—જા ત્યારે ત્હારી શશિ પાસે, શું કામ આવ્યો? શશિ, શશિ કરે છે તે એક દિવસ એવો ખત્તા ખાઇશ, શશિ તો હમણાં આવી પણ હું ત્હારો નાનપણનો લંગોટીયો તે ખોટો ને શશિ હારી ખરી કેમ?

**કિશોર**—સે ત્હને ખરાબ લાગતું હોય તો લાવ્ય, પણ આ-જનોજ દિવસ, હવેથી મ્હને ત્હારે આપવું પણ નહિં.

**મદન**—હમે ત્હારા જેવા નથી. તમે તો બૈરીના દબેલા એટલે બૈરીથી બીહો, માટે જવાદો મ્હને અને જવા દો બધું. વળી બૈરી જાણશે તો માર ખાશો વખતે.

**કિશોર**—હું શું એટલો દમેલો હોઈશ કે મારે મ્હને? જા! જા! તુંજ મૂર્ખ છે. મ્હે પીધું જાણે તો પણ મારે નહિં; એ નક્કી સમઝજે અને ગમે તેમ પણ હું પુરૂષ છું. મ્હે વચન આપ્યું છે કે નહિં પીઉં, પણ કોઇ કોઇવાર માટે છૂટય રાખી છે, આટેજ લાવ્ય ત્હને ખોટું લાગે છે માટે જરા; પણ થોડુંજ હો. ( બન્ને પીએ છે.)

**મદન**—કિશોર! હમણાં નાટકમાં પણ ગયા નથી?

**કિશોર**—જઇશું વળી; નાટક ક્યાં ગયું છે. રોજનું છે.

**મદન**—ત્હારી બૈરી પણ રોજની છે, તો પણ ત્હેને છોડીને ત્હારાથી અવાતું નથી-પેલી બિચારી સબ્જપરી ત્હારા વગર દુબળી થઇ ગઈ છે.

**કિશોર**—જવાદે એ વાત!

**મદન**—કેમ એ પણ બૈરી આગળ કબૂલ કરી દીધુ અને વચન આપી બેઠા છો કે?

**કિશોર**—હા, મદન, શુ કરૂં?

**મદન**—ત્હારા જેવો બાયલો કોઇ નહિં. શુ કરૂં કેમ?

**કિશોર**—મ્હને ઘણું ઘણું સમઝાવીને બધુ પૂછી લીધું

**મદન**—જ્યારે ત્હેં મ્હારૂં કહી દીધું, ત્યારે એણે એનું કાંઈ કહ્યું? તે પૂછ્યું હતું?

**કિશોર**—હા, પણ એણે કહ્યું નથી. એનું હોય શું? એ તો ઘણી પવિત્ર છે.

**મદન**—પવિત્ર છે! બાયલા! તું સ્ત્રીઓને શું ઓળખે? મ્હેં ઘણી સ્ત્રીઓને દીઠી છે. સ્ત્રીઓ વાત કાઢી લે. પોતાની કહે નહિં.

**કિશોર**—પણ શશિરેખા પવિત્ર છે.

**મદન**—કિશોર! તું ભોળો છે. મ્હારે કાંઈ કોઈની નિન્દા કરવાની જરૂર નથી, પણ તું મ્હારો મિત્ર-મ્હારો પરમ મિત્ર-આં-

ઈ મિત્ર—અને ત્હારૂં ખરાબ થતું હું ન રોકુ ત્યારે હું નિમકહરામ—આંડી હરામ—કહેવાઉં દોસ્ત !

કિશોર—પણ એનામાં કાંઇ હોય તો કની ?

મદન—કાંઈ ન હોય ! તું ઠગાય છે, શશિરેખા અદ્રિલતાની બ્હેન છે, અને કાલિન્દીની ભાણેજ છે, એ યાદ રાખજે હો.

કિશોર—તેમાં શુ ?

મદન—કાલિન્દી વિધવા થઇ છે પણ સધવા જેવીજ છે, અને અદ્રિલતાનું તો તે સાંભળ્યુંજ હશે.

કિશોર—ના, શું ?

મદન—અદ્રિલતાએ અને મધુમુખે મળી ઇન્દુશેખરને મારી નાંખ્યો એ વાત હવે છાની નથી.

કિશોર—હે ખરે ! હુ પૂછીશ.

મદન—ને ત્હને કહેશે કે ?

કિશોર—હા કહેશે, મ્હારાથી છાનું નહિ રાખે.

મદન—કહેશે, રહેજો વિશ્વાસમાં,—એટલે તમારી પણ એજ વલે; તમે છો ઠીંગણા અને એ છે લાંબી સોટા જેવી, તે બધે કહેતી ફરે છે કે મ્હારે કજોડું છે—એટલે તમારી પણ ઇન્દુશેખર જેવીજ દશા થશે મ્હારે શુ, ત્હારા જેવું રત્ન ખોઇ બેસું એજ ભય મ્હને છે, ત્હારા વગર હુ નિરાધાર થઇ પડુ.

કિશોર—પણ મદન ! શશિ એવી નથી. એનામા કાંઇ એવું દીઠુ નથી કે સાભળ્યું પણ નથી.

મદન—ઠીક, રહો વિશ્વાસમા ત્યારે. તમારી બૈરીની ખોડય તમને ન જણાય. તમને કોઇ કહે કેમ ? એ તો હુ તમારો ખાસ મિત્ર છું તેથી આટલી હિમત કરૂં છુ. ખોટું લાગ્યું હોય તે ક્ષમા કરજો.

કિશોર—ના, મદન ! ખોટું નથી લાગ્યું. ત્હારી મ્હારા ઉપર પ્રીતિ છે તો આટલુ કહે છે, પણ મ્હારા જાણ્યામાં તો કાંઇ નથી. તે કરતાં તું કાંઇ જાણતો હોય તો કહે; મ્હને ત્હારો પણ વિશ્વાસ છે, તું ખોટું નહિ કહે.

મદન—જાણીએ છીએ ત્યારેજ કહીએ છીએ, પણ તમારી ખાત્રી કહ્યે નહિં થાય તમને નજરે બતાવીશુ; પ્રત્યક્ષ પુરાવો આપીશુ ત્યારે માનશો. પ્રસંગ આવ્યે વાત, હમણાં એટલુંજ ધ્યાનમાં રાખજો કે કાલિન્દીની ભાણેજ અને આદ્રિલતાની બ્હેન છે માટે ચેતતા રહેજો; એ કયાં જાય છે, શુ કરે છે, કેવી રીતે ત્હારી સાથે વર્તે છે એ બધું બારીક નજરથી જોતો રહેજે, અને લાગ આવ્યે હુ ત્હારી ખાત્રી કરીશ. હવે જાઓ. વાર થશે તો માર પડશે વખતે.

કિશોર—મદન ! તું મ્હને વધારે ન ખીજવ્ય હુ માર ખાઉ એવો બાયલો નથી

મદન—ઠીક, મ્હારી શીખામણ યાદ રાખજો એટલે બસ-હવે કયારે મળશો ?

કિશોર—આવીશ, વળી, કાલે પરમદહાડે

મદન—રજા મળે ત્યારે આવજો. પણ હમને ભૂલી ન જશો. અને આ મ્હેં કહ્યું છે તે પાછું કહી ન દેશો. બોલ્યા ચાલ્યા વગર તપાસ કર્યા કરજો

કિશોર—ઠીક, ઠીક. (જાય છે )

મદન—બસ, હવે પાસા બરોબર પડવા માંડયા એજ હવે, જેટલું બાકી છે તેટલું પૂરૂ કર પછી શશિરેખા ! જો તુ કહેવી ધણીને વશ કરે છે કે ધણીની માનીતી થાય છે. (જાય છે.)

———

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયનું ઘર.

અદ્રિલતા—ઓહો! એટલામાં ૭ મહિના નીકળી ગયા, આજ કાલ્ય કરતાં ૭ મહિના થઈ ગયા, દુઃખનું ઓસડ દહાડા કહ્યું છે તે ખરૂં છે. હાય! હાય! ૭ મહિના ઉપર મ્હારૂં રૂપ કેવું હતું તે આજ કેવું બદલાઈ ગયું છે! પાછી હું હતી તેવી કદી પણ દેખાઇશ! પણ અરેરે! મ્હારા ભાગ્યમાં આવુંજ લખ્યું હશે! મ્હારૂં સર્વસ્વ ગયું ધણી ગયો, ખોયો, હાથે કરીને ખોયો, તેની સાથે મારી મીલકત પણ ખોઈ, અને પારકાને તાબે મ્હારે થવું પડયુ અન્ન માટે પણ પરાયે હાથે રહેવું? મ્હારા ધણીના શત્રુઓને તાબે હું થઈ! પણ એ તો બિચારા મ્હારા પિતાના ખરા મિત્ર હતા તે અભાગીયું લગ્ન થયું ત્યારથી શત્રુ જેવા ગણાયા! ગમે તેમ પણ હુ પરતંત્ર તો થઇજ! મધુમુખ હોત તો મ્હને આવી પરાધીનતા ન લાગત, એને તાબે રહેવું પડત તે કઠણ ન લાગત હશે, જે ભાગ્યમા હશે તે ખરૂં. જે થશે તે ખરૂ. શું કરવું?

( કાલિન્દી પ્રવેશ કરે છે. )

માશી! કેમ આજ આટલી વાર થઇ?

કાલિન્દી—કથામાંથી આજ જરા મોડી ઉઠી, એટલે વાર થઇ.

અદ્રિ—કહોની કથા?

કાલિન્દી—મદિરાનન્દ સ્વામિની.

અદ્રિ—( નિશ્વાસ નાંખી ) તમે સ્વતંત્ર છો તે બધે ફરો હરો, મ્હારો તો હવે પગ બાંધ્યોજ રહેશેને!

કાલિન્દી—એમ શું કહે છે? જોત જોતામાં ૬ મહિના નીકળી ગયા, અને વળી બીજા ૭ મહિના એમના એમ નીકળી

જશે; પછી, તું બાળક છે એટલે ત્હને કાંઈ ઘરમાં ગોંધી રાખ્યાની છે?

અદ્રિ—ટ્રસ્ટીઓ કહેશે તો બહાર જવાશે; હવે હું કાંઇ સ્વતંત્ર છું?

કાલિન્દી—ટ્રસ્ટીઓ તો મુવા સુધારાવાળા છે તે ત્હને ફરી લગ્ન કરવાનું કહેશે તે કાંઇ થાય કે?

અદ્રિ—જે ભાગ્યમાં હશે તે થશે. એક લગ્ન કરી હું શું સુખ પામી કે બીજી પીડામાં પડું?

કાલિન્દી—પણ નાત જાતમાંથી નીકળી જવું હોય તો કની? આપણે તો નાતમાં રહીને જે થાય તે કરવું.

અદ્રિ—માશી! શશિરેખાને હમણાંની દીઠી નથી. તમને મળી છે?

કાલિન્દી—ના, બ્હેન, મ્હેં પણ દીઠી નથી; હમણાં તો એ વર ઘેલી થઇ છે.

અદ્રિ—(નિશ્વાસ નાંખી) ભલે, બિચારીને એટલું ઠેકાણે આવ્યું છે તે છાજે એટલું ઘણું.

કાલિન્દી—ત્યારે ત્હારે કોઇવાર વધારે કાંઇ ખરચવા જોઇએ તો ન મળે કે?

અદ્રિ—નહિં તો, ધનજીવન્ આપે તે ખાવું ને ખરચવું.

કાલિન્દી—ગાડીઘોડાંએ બધાં કાઢી નાંખ્યાં?

અદ્રિ—બધી મીલકત ધર્માદા કરી, પછી શું? મ્હને શા માટે ધર્માદા નહિં કરી હોય તે સમજાતું નથી. મધુમુખની સલાહ લીધી હોત તો આવું ન થાત.

કાલિન્દી—હવે મધુમુખને ક્યાં સુધી સંભારીશ ? એ તો ગયો તે ફરી આવવાનોજ નથી. ગજધરપુરના રાજ્યમાં વકીલાતની સનદ મેળવી ધંધે લાગ્યોછે. ને થવાનું હશે તે થશે. હવે એ આપણને ભૂલી ગયો તેને આપણે ક્યાં સુધી સંભારીએ. હવે તો ત્હારે એનું નામ દેવુંજ નહિં. રાત દિવસ ત્હારૂં કર્તવ્ય, ત્હારાં સારાં પુસ્તકો વાંચ્ય, અને વખત આવ્યે મ્હારી સાથે કથા સાંભળવા આવજે એટલે મધુમુખે નહિં સાંભરે ને કોઇએ નહિં સાંભરે. શું કરીએ ? માથે પડે તે સ્હેવું, જેમ તેમ કરી દુઃખે પાપે દહાડા કહાડવા.

અદ્રિ—પણ શું વાંચું ? ધનજીવનને કહ્યું કે કાંઈ વાંચવાનાં પુસ્તકો લાવો, ત્યારે લાવ્યા ગીતા, શિવપુરાણ, એવાં જૂનાં થોથાં લાવ્યા. મ્હેં કહ્યું મ્હને તો શેક્સપીયરકથાસમાજ કે પછી રતિવિહાર નાટક કે કુસુમાયુધવિજયની વાર્તા કે એવી કંઇ ચોપડીઓ લાવી આપો. તે એતો વાણીયો ગયો ટ્રસ્ટીઓને પૂછવા, તેમણે કહ્યું એવાં પુસ્તકો નહિં મળે.

કાલિન્દી—તું ત્હારે મ્હને કહેજે જોઇએ તે. મ્હને મ્હોંએ યાદ નહિં રહે. માટે નામ લખી આપ્ય. હું મંગાવીને લેતી આવીશ.

( જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—પર્જન્યપુર—કિશોરચંદ્રનું ઘર.

શશિરેખા—ઓહો ! કેટલા, આઠ વાગ્યા ! કેમ આજ હજી આવ્યા નહિં ? હમણાં તો રોજ વ્હેલા આવે છે; આજજ આટલી વાર થઇ; કોણ જાણે કેમ વાર થઈ ? આજ તો સાસુ પણ એમની

બ્હેનને ઘેરજ રહેવાનાં છે જાણી વ્હેલા આવવાનું કહ્યું હતું તો પણ, વાર થઇ. આવડા મ્હોટા ઘરમાં હું તો એકલી, આ અંધારી રાત્રે બ્હી મરૂં છું. જોઉં પેલું હાર્મોનિયમ ઉઘાડુ, કંઇ ગાયનમાં મન ઘાલું. ( ગાય છે. )

×મોરે ઘર, આજ રંગિલી, રેન પ્રીતમ પ્રાહુના મહારાજ,
તન શૃંગારો સેજ સવારૌ અંજત સારો વન વારૌ.
શ્યામ સુંદર ચિંત્ત ધારો કરસું વધાવના મહારાજ. મોરે ઘર.

( કિશોરચંદ્ર ધીમેથી પ્રવેશ કરી પાછળ આવી ઉભો રહે છે. )

કિશોર—( સ્વગત ) ઓહો! બાઇ સાહેબ એકલાં પડયાં છે તે ગાવા માંડયુ જણાય છે. સાબાશ! હું બહાર ગયો એટલે ગાવા લાગ્યાં! અને ગીત પણ શું! કીયો એનો પ્રીતમ આવવાનો હશે! મ્હારે માટે ગાતી હશે! નારે! હું પ્રીતમ શો! મદનનન્દને નજરો નજર બતાવ્યા પછી હેવે હું ભૂલાઉં! હવે હું ઠગાઉં! હા! ઠગ! ત્હેં મ્હને ઠગ્યો! હુ કહેતો ત્યારે નાની ના કહેતી અને મ્હારાથી છાનો એજ મદનનન્દનને પ્રીતમ ગણ્યો, હા, એજ આજ આવવાનું કહેતો હતો ખરો, તે એ જાણતી હશે તેથીજ આ ગીત ગાય છે! શું! તન શૃંગારો? હા, શણગાર સજો, તમારા પ્રીતમ માટે શણગાર ધરો અને સેજ સમારો અને સુંદર બનો, શશિરેખા બાઇ! હવે હુ ઠગાઉં કેમ! મ્હેં પ્રત્યક્ષ દીઠું અને હવે ઠગાઉં! વધાવી લેજો તમારો પ્રીતમ આવે તેને પણ હું તો ત્હને ( ક્રોધથી આગળ ધસવા જાય છે )–પણ નહિં, હમણાં નહિ–એકદમ નહિ–એને પૂછવુ જોઇએ, વખુતે હું ભૂલતો હોઉ–પણ ભૂલું કેમ–હુ શુ આંધળો છું?–તો પણ પૂછું. કયાં સુધી એની દુષ્ટતા ઢાંકી રહેશે! એક મહિના સુધી ઠગાયો, હવે નહિં ઠગાઉં. ( પ્રકાશ ) શશિ!

× રાગ–સોરઠ–ત્રિતાલ.

શશિરેખા—( ખુરશી ઉપર પાછી ફરીને ) કેમ ! ઓહો ! આવ્યા ! બહુવાર થઈ.

કિશોર—તેમાં ત્હારે શું ? તું તો બીજા કોઇની વાટય જોતી હતીને ?

શશિ—( સ્વગત ) હાય ! હાય ! આજ પાછું આમ કેમ ! હું દુર્ભાગણી તે એક મહિનામાંજ મ્હારા સુખનો પાછો અંત આવશે કે શું ? ( ચાસનમ) બીજા કોની વાટય જોઉં, તમારા વગર ?

કિશોર—શશિ ! સાચું બોલજે. હવે હું ઠગાવાનો નથી.

શશિ—( સ્વગત ) હાય ! હાય ! આજ પાછું કાંઈ પીધું ખીધું હશે ? દુર્ગંધ લાગે છે તો ખરી. ( ચાસન ) હું સાચુંજ બોલુંછું.

કિશોર—શું વ્હેમાય છે ? મ્હેં શરાબ પીધો છે તે ? હા, મ્હે પીધો છે. તું મ્હારૂં કહ્યું ન માને પછી હું ત્હારૂં કેમ માનું ?

શશિ—મ્હે શું ન માન્યુ ? તમો કાંઈ વ્હેમાયા છો.

કિશોર—વ્હેમાયો શુ ? પ્રત્યક્ષ જોયું છે.

શશિ—શું ? પણ મ્હને—

કિશોર—જો, આ શું ? આ ચિઠ્ઠી તેં ત્હારા પ્રીતમ મદનનન્દનને નથી લખી ? અને આ જો વળી, એ કરતાં પણ વધારે, આ ત્હેં મ્હારા પિતા સાથે બેશીને છબી પડાવી હતી તે-જો, ફોડય ત્હારી આંખ્ય.

શશિ—હાશ્રા ! એ શું ? હું સમઝતી નથી; મ્હેં કદી ચિઠ્ઠી લખી નથી, અને છબી પણ પડાવી નથી-સસરાજી પવિત્ર હતા—

કિશોર—હજી સસરાજીને સંભારે છે-લે, જા ત્યારે સસરાજી પાસે-( પીસ્તોલથી શશિરેખાને ઘાયલ કરે છે. )

શશિ—હાય ! હાયરે માડી ! ( ઘાયલ થઇ જમીન ઉપર પડે છે. )

( છઠ્ઠો અંક સમાપ્ત.)

---

# અંક ૭ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પર્જન્યપુર—ઇન્દુશેખરરાયનું ઘર.

અદ્રિસત્રા—હે ભગવન્! મ્હારા એક અવતારમાં કેટલા, અવતાર થયા! મ્હારી દશા કેટલી ફરી ગઇ! હવે મ્હારે શું કરવું! ક્યાં જવું! મા આ વખત જીવતી હોત તો મ્હને ઝેર દઇ મારી નાંખત અથવા પોતે કૂવે પડત. હાય! મ્હને પણ હવે તો ઘણું લાગે છે પણ શું કરૂં? આપઘાત કરૂં છું તો બેવડી ગુન્હેગાર થાઉં છું! હવે મ્હારૂં કોઈ રહ્યું નહિં. કોનો આશ્રય લઉં! માશી! હવે તો હું માત્ર તમારેજ શરણે છું, તમે મ્હને જેમ કહેશો તેમ હું તૈયાર છું! પણ માશી! માશી! હાય! હાય! હવે મ્હારૂં શું થશે! બિચારી શશિરેખા! હાય! હાય! બ્હેનડી! તુ કમોતે મુઇ! આખરે ત્હને ત્હારાજ ધણીએ મારી! મ્હેં પણ શું કર્યું છે! હું પણ કિશોરચંદ્ર જેવીજ પાપીયણ છું! હાય! હું તો એક ભૂલ્યમાંથી ઉગરતા પહેલાં બીજા પાપમાં ફસાઉં છું કેમ હું આમ હૈયાફુટી થઈ ગઇ છુ! મ્હારૂં મન મ્હારે વશ કેમ રહેતુ નહિં હોય! જગતમાં બધાં મ્હારાં જેવાંજ હશે! ના, ના! પણ મ્હારા જેવી અવસ્થાના ઘણાં ખરાં આમ ફસાતાં હશે તો ખરા. પ્રભુ! મ્હને હવે વધારે પાપ કરવા ન દઇશ! પ્રભુ—પ્રભુ—બિચારો શું કરે! પ્રભુને પહેલેથીજ કોણે ગણકાર્યો છે! મ્હારા બાપેજ નથી ગણકાર્યો એટલે હું શી રીતે ગણકારતાં શીખું! હાય! હાય! બાપ! તમે બાપ કે શત્રુ! પણ હશે, હવે એ બિચારાને શા માટે હીણું? એમની પણ બિચારાની દશા કહેવી થઈ છે. મ્હારી મા મરી ગઇ, હુ વિ-

થવાં થઇ, અને છેવટે શશિ પણ ગઇ! હાય! હાય! એમની પણ દુઃખાવસ્થા ઘણીજ થઇ. હમણાંની તો બિચારાને ઊંઘ પણ નથી આવતી. પણ હમણાં તો મ્હે પણ દીઠા નથી! હું ત્યાં ગઇજ નથી. શું જાઉં! શુ મ્હોં બતાવું! બે પણ નથી આવતાં એજ ઠીક છે. મ્હને હમણાં તો કોઇનું મ્હોંજ ગમતું નથી. માત્ર મારી શિવાય કોઇ મ્હારી પાસે નજ આવે તો સારૂં. પણ કેટલીક કુથલીખોર દૂરની સગીયો ખૂણે ખોચરેથી સગપણ ખોળી ખોળીને આવે છે, તે દુષ્ટાઓ ચર્ચા જોવાજ આવતી હશે. બહાર જઈ નિંદા કરતી હશે. હે પ્રભુ! મ્હારી નિંદા થવામાં બાકી હશે એટલું હવે પૂરૂં થશે હુંજ અભાગીયણ છું! કોઇનો શો વાંક કાઢું? બાપ પણ શું કરે? મધુમુખ કોણ જાણે ક્યાંએ હશે! પણ મ્હારે હવે કોઇને શુ કામ સંભારવો, પ્રભુનેજ સંભારીશ. બાપને મધુમુખે ચઢાવી મ્હને ઉંડા કૂવામાં નંખાવી! બાપ બિચારા શું કરે! એમની પણ બુદ્ધિ તે વખતે ક્યાં ઠેકાણે હતી! એ તો હમણાં આવતા નથીજ એ ઠીક છે, પણ મ્હેં પણ ખબર પૂછાવી નથી તો! આજ મોકલું સીતાને ખબર કાઢવા.

(નેપથ્યમાં કોલાહલ.)

પણ આ ગરબડાટ શો થાય છે? ક્યાં થાય છે? રસ્તામાંથી અવાજ આવે છે? હા! લાવો, જોઉં, બારી ઉઘાડી, શું થાય છે?

(રસ્તામાં વિદ્યુત્પ્રસાદ પ્રવેશ કરે છે; પાછળ છોકરાઓનું ટોળું છે.)

**છોકરાઓ,**—હુરીયો! હુરીયો! એ વિદ્યુત્પ્રસાદ, ક્યાં જાય છે! આ જૂનાં ખાસડાં લઇ ક્યાં જાય છે! વેચવા કે! દીકરી વેચી ધરાયો નથી કે! હે! હે! ખાસડાપ્રસાદની હે! બ્હેરીયાની હે!

વિદ્યુત્પ્રસાદ—( ગળે ખાસડાં બાંધેલાં છે તેમાંથી એક તોડી, છોકરાઓ તરફ ફેંકી ) લે-સાળા-લેતોજા-આવજે પાસે; હાય! હાય! મ્હારી અદ્રિ! મ્હારી શશિ! ક્યાં ગઇયો! ક્યાં ખોળું! આદાશી-શીઓ ક્યાં ગઈ!

છોકરાઓ—આદાશીશીવાળા! શું વેચે છે?-ખાસડાં કે દી-કરી? બાયડી કેમ ન વેચી! હે! હે!

વૃદ્યુતપ્રસાદ—શશિ તો ગઈ સ્વર્ગે, હું, રહ્યો અહીં!

છોકરાઓ—હવે ત્હારી અદ્રિ જશે નરકે! ખાસડીયા દેવ! ઝ્હેરખાં!

વદ્યુતપ્રસાદ—આ ઘરકે? આજ ઘરકે! કે હું ભૂલ્યો?

છોકરો—કહોનું ઘર? ત્હારી છોકરીને વેચાતી લેનારનું કે? હા, હા, એજ એજ ત્હારી છોકરી રોજ સાંઝરે બારીયે બેસે છે તે એજ ઘરમાં.

અદ્રિ—( બારીયેથી ) હાય! હાય! આ તો મ્હારા બાપ છે-આ શા ડોળ! આવા ક્યારના થઈ ગયા છે!

છોકરાઓ—એ અદ્રિ! જો આ ત્હારો બાપ! ગાંડો થઈ ઘરમાંથી બહાર નીકળી નાસે છે. પકડીને રાખ્ય ત્હારા ઘરમાં એટલે ત્હને ફરી વેંચી ખાશે.

અદ્રિ—હાય! હાય! એ મુવાઓ કેવું કેવું બકે છે! પણ લાવો કોઇને મોકલી એમને ઉપર બોલાવું? સીતા! સીતા!

વિદ્યુતપ્રસાદ—( ઉંચે બારી તરફ જોઈ ) આ રહી! મ્હારી અદ્રિ! દીકરી! "મ્હારો ક્ષમા કરે અપરાધ! પુત્ર પ્રીય પ્રાણ!-તુજ ઉર મ્હેં ખોસી કટારી!"-અદ્રિ! શશિ ક્યાં! સ્વર્ગમાં કે? હું પણ જાઉ છું! "જઈ જતાની પાછળ કૂવે પડી મરવાનો"

(પાસેના કૂવા ઉપર ચઢવા જાય છે; છોકરાઓ પકડવા જાય છે તેને ખાસડાં મારે છે.)

અદ્રિ—હાય! હાય! આ તો પડશે! સીતા! કોઈ આવો હાય! હાય!

(પોલીસના બે સિપાઈ પ્રવેશ કરે છે.)

સિપાઈ—ચાલ્ય એ! ચાલ્ય-અહીંથી લોકોને મારીશ કે તું મરીશ-ચાલ્ય-(પકડીને લઇ જાય છે.)

છોકરાઓ—(પાછળ દોડતા) હુરીયો! હુરીયો! ખાસડા પ્રસાદની હે!

અદ્રિ—હાય! અધૂરૂં હતું તે પૂરૂં થયું. આવા આવાએ બાપ જીવતા હતા તે ગાંડા થયા; હાય! હાય! મુવા સિપાઇડાઓ પકડીને કેદમાં ઘાલશે કે ગાંડાની ઇસ્પતાલમાં પૂરશે. મ્હારે ત્યાં ન રખાય? પ્રભુ! જેમ ત્હારી ઇચ્છા, તું જેમ ધારે તેમ થાય છે! પ્રભુ! મ્હને તો મ્હારાં કૃત્યનાં ફળ મળી ચૂક્યાં! હવે તો વધારે પાપ ન કરૂં તોજ ત્હારી કૃપા મળે, નહિં તો જીવતાં નરક ભોગવું છું, તે કરતાંએ વધારે દુઃખ ભોગવવું પડશે કે શું? જે થશે તે ખરૂં. દુઃખ ભોગવવા જન્મી છું, અને દુઃખ ભોગવતી મરીશ, અને મુવા પછી પણ દુઃખજ ભોગવીશ.

છોકરાઓ—એ અદ્રિલતા! કેમ બેઠી છે! ત્હારો બાપ ગયો જાહાનમમાં; તું પણ જા એની સાથે એટલે ત્હને ત્યાં પણ વેચી ખાય બિચારો.

અદ્રિ—મુવા આ છોકરાઓ કેવા નિર્લજ્જ છે. (બારી બંધ કરી અંદર જાય છે).

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પર્જન્યપુર—ઈન્દુશેખરરાયનું ઘર.

**કાલિન્દી**—ગોર તે ક્યારે આવશે ? બે કલાકથી તેડવા મોકલ્યો છે, પણ હજી આવ્યો નહિં કાલે રાત્રે મ્હેં એને બધું સમજાવીને કહ્યું છે; તોપણ આવ્યો નહિં, પોતાને બદલે રાહુલાલને, મોકલવાની મરજી છે, પણ એનાથી શું થાય ? કુંકુમશંકર વગર બીજા કોઇનું કામજ નહિં. રાહુલાલ પાછો ચાડીયો છે, બિલાડીના પેટમાં ખીર ટકે તો એના પેટમાં વાત ટકે.

( કુંકુમશંકર પ્રવેશ કરે છે. )

આવો ગોર ! હું તો વરસાદની પેઠે તમારી વાટચ જોઊંછું.

**કુંકુમ**—હાજરછું બ્હેન ! રાહુલાલ મરી ગયો તેથી જરા સ્નાન કરવા રહ્યો હતો.

**કાલિન્દી**—રાહુલાલ મરી ગયો ? શાથી એકાએક ? કાલે ખાસ્સો મ્હેં રસ્તે જતાં દીઠો હતો ને ?

**કુંકુમ**—કાલે નાત્યમાં જતાં તમે દીઠો હશે, ત્યાંથી જમીને આવીને માંદો થયો તે સવારે પૂરો થઈ ગયો.

**કાલિન્દી**—કોઇએ કાંઇ ખવડાવ્યું ! કે ગરોળીનો ગલ બલ આવ્યો હશે.

**કુંકુમ**—ગરોળીનો ગલબલ કાંઇ નથી આવ્યો; હું પાસેજ બેઠો હતો; કોઇએ ખવડાવ્યું પણ નથી પણ પોતેજ ખાધુ છે.

**કાલિન્દી**—હાય ! હાય ! ઝેર ખાધું ?

**કુંકુમ**—નારે, બ્હેન—લાડુ ખાધા, દૂધ પીધું.

**કાલિન્દી**—લાડુ ખાધાથી મરી જવાતું હશે ?

કુંકુમ—બ્હેન એતો બહુ ખાઉધરો હતો; મગજના લાડુ સાત અને ઉપર દૂધ પાંચ ત્રાંસળાં પોણોશેર પોણોશેરનાં–શાક ભજીયું તો જૂદું; જમીને ઉઠયો ત્યારથીજ એતો બે છોકરાઓએ બે હાથે ઝાલીને આણ્યો ત્યારે.

કાલિન્દી—હશે, બિચારો સંતોષથી મુવો. પણ કહો હવે આપણું શું ધાર્યું?

કુંકુમ—જેમ તમે આજ્ઞા કરો તેમ. હું કદી પણ સ્ત્રીઓની આજ્ઞા વિરૂદ્ધ કાંઇ કરતોજ નથી. મ્હારી રાણીએ મ્હને આજ્ઞાંકિત સેવક બનાવી દીધો છે.

કાલિન્દી—તેતો ઠીક, પણ તમારેજ આવવું પડશે.

કુંકુમ—હા, હા, આવીશ. મ્હેં બધી તૈયારી કરી છે. માત્ર કાલનો દિવસ કામ છે; આજ પેલા બિચારા કિશોરચંદ્ર અને મદનનન્દનના કામનો ફેંસલો થઈ જાય એટલે બસ. નલિનીબ્હેન બિચારી મુંઝાય છે, એને કોઈ કામકાજ કરનાર નથી; આજ જે હશે ને નિશ્ચય થશે.

કાલિન્દી—એનું શું થશે? કાંઈ ખબર પડી છે?

કુંકુમ—તેનો શી ખબર પડે? આપણે કાંઈ કાયદો ભણ્યા છીએ? કેસ ચાલતાં સાહેબનું કોઇ કોઇ વાર બહુ મ્હોં બગડતું, કોઈવાર ખુશી થઈ હસતા, પણ કાંઇ કળાય એવુ નથી. મહેનત તો બહુ કરી છે, વકીલ બારીસ્ટરને બહુ પૈસા ખવડાવ્યા છે, અને છેવટ–તમને કહેવાની હરકત નથી–પણ સાહેબના શિરસ્તેદારને પણ બહુ સંતોષ કર્યો છે–અને સાહેબનો એક બુટલેર છે તેનું બહુ ચલણ છે–સાહેબ બધું એને પૂછીને કરે છે–મડમનું ન ચાલે એટલું એનું ચાલે છે–તેને પણ ડહામ દીધો છે, આશા તો રાખીએ છીયે

કે સમેસમું ઉતરશે, વકીલનો ગુમાસ્તો કહેતો હતો કે પૂરાવો તૈ-ઉવા માટે પોલીસને પણ ટાઢા કર્યા છે.

કાલિન્દી—પણ કહે છે બે જણાએ બધું કબૂલ કર્યું છે.

કુંકુમ—એજ ભયનું કારણ છે. તોહોમત પણ કેવાં છે! કિશોર ઉપર ખૂનનું અને મદનનન્દન ઉપર તેમાં મદદ કર્યાનું.

કાલિન્દી—મુવા, બે નઠારા તો ખરા; બિચારી ચંદ્રમા જેવી શશિનું ખૂન-હાય! હાય! હુતો રોજ રાત્રે એને ને એને દેખુંછું.

કુંકુમ—હું બ્હેન આજ્ઞા લઊંછું.

કાલીન્દી—ઠીક હું પણ મ્હારે ઘેર જાઉંછું, પણ પરમદહાડે નક્કી હો.

કુંકુમ—ઠીક, ઠીક, (બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—પર્જન્યપુરની તુરંગ.

નલિની—ભાઇ! કિશોર! કેમ તું મ્હારા સામું જોતો નથી? હવે તું કેટલી ઘડી સુધી છે? હાય! હાય! આવું બોલતાં મ્હારી જીભ કેમ કપાઇ જતી નથી? પણ ભાઇ! દીકરા! હું પણ ત્હારી પાછળજ આવીશ હો! હાય! હાય! હું રોજ મંદવાડ ભોગવતે આજ સુધી આવાં આવાં દુઃખ જોવા જીવતી રહી! અને આ દુઃખ! ઓ ભગવાન્! મ્હારાથી કેમ વેઠાશે? મ્હેં શાં પાપ કર્યાં હશે કે મ્હને આવું દુઃખ જોવા વખત આવી? ભાઇ! બોલ્ય!

કિશોરચંદ્ર—મા! મ્હારી ઇચ્છા તો એવી હતી કે આજ પણ ત્હારૂં મ્હોં ન જોવું કેમકે મ્હારી આ અવસ્થા થઈ તે ત્હારેજ

ચોંધ્યું, પિતાએ ઘણુંએ સુધારવાનું કર્યું પણ તેંજ મ્હને આડે માર્ગે જવા દીધો; ત્હારૂં ઉત્તેજન ન હોત તો હું કુછંદી થાત નહિં; મ્હારી પ્રતિવ્રતા રૂપવતી શશિરેખાને ખુવત નહિં! અને આજ મ્હારી દશા થઈ અને હવે અકાલ મરણને વશ થઇશ તે થાત નહિં; પણ મા! મ્હને પ્રભુ કૃપાથી આજ મનમાં એક પ્રકારની શાન્તિ થઇ છે—પાપાગ્નિથી તો મ્હારૂં મન ઘણું બળે છે અને મરણ પછી મ્હારી શી અવસ્થા થશે—પ્રભુ મ્હને સ્વર્ગમાં લેશે કે નરકાધિકારી ગણુશે તે સમઝાતું નથી—તોપણ એક પ્રકારની શાન્તિ મળી છે-તેથી હું તને ક્ષમા કરૂંછું—અને છેવટની ઘડીએ ત્હારૂં સ્નેહાળ સુખ જોઈ શાન્ત થાઉછું. તેં મ્હને અતિ સ્નેહ—ખોટા સ્નેહથી બગડવા દીધો એ ત્હારી મૂર્ખાઈની ક્ષમા કરૂંછું; શશિરેખા જેવી પવિત્ર સુન્દરીની મ્હેં મૂર્ખાઈથી હત્યા કરી છે તે માટે પ્રભુની ક્ષમા માગુંછું. તે સ્વચ્છ સન્નારીનો આત્મા અત્યારે સ્વર્ગમાં હશે એની પણ ક્ષમા માગુંછું, પિતાની ક્ષમા માગુંછું, ત્હને ક્ષમા કરૂંછું, પરન્તુ પેલા દુષ્ટ મદનનન્દન જેણે મ્હારો જન્મારો ખરાબ કર્યો—વર્તમાનકાળ અને ભવિષ્યકાળ બન્નેનું સુખ ખોવડાવ્યું તેને કદી ક્ષમા કરીશ નહિં. હા! દુષ્ટ મદનનન્દન! હે ત્હારો સ્વાર્થ સાધવા મ્હને ખરાબ કર્યો! છેવટે મ્હારી સુન્દર નિર્દોષ સ્ત્રી ઉપર જૂઠા આળ મૂકી વ્હેમાવ્યો, અને ત્હારૂં વેર વાળવા તેનું ખૂન કરવા ઉશ્કેર્યો—તું દુષ્ટ! પણ તુ શુ કરે? હુંજ વધારે દુષ્ટ. મ્હેં ત્હારૂં માન્યું શા વાસ્તે! હાય! હાય! તે દિવસે મ્હેં શરાબ ન પીધો હોત તો કદાચ મ્હારૂ મન વશ રહેત, અને હું આજ આ સ્થિતિ પામ્યો ન હોત; મા! તુ જીવે ત્યાં સુધી સર્વને ઉપદેશ કરજે કે એ ઝેરથી સર્વ દૂર રહે; શરાબ! હાય! શરાબ! ત્હારૂ સત્યાનાશ જજો. તે દિવસે મ્હારી પવિત્ર શશિએ મ્હારી બાટલીઓ

ફોડી નાંખી હતી તેમ સર્વની સ્ત્રીયો પોતાના ઘરમાંની શરાબની બાટલીઓ ફોડી નાંખો ! શરાબની દુકાનમાં આગ લાગો ! મા ! પ-વિત્ર પિતા અને મ્હારી શશિ બન્ને સ્વર્ગમાં હશે, ત્યાં મ્હારાથી જ-વાશે નહિં. મ્હેં એ બન્નેની પવિત્રાઈ વિશે જૂઠી શંકા આણી-પણ એ બન્ને મ્હને ક્ષમા કરશે. તું ક્ષમા કરજે.

નલિની—ભાઈ! દીકરા! હાય! હાય ! હવે હું કેમ જીવીશ?

કિશોર—મા ! તુ શોક ન કરીશ મ્હને આટલી મનની પીડા છતાં એટલી શાન્તિ છે કે હું મ્હારાં કર્મનું ફળ પામ્યો છું મદન-નન્દન એનાં કર્મનું ફળ પામ્યો. હમે બન્ને હમારી દુષ્ટતાનાં ફળ પામ્યા છીએ; કાંઈપણ સત્કર્મ નથી કર્યું કે પ્રભુની કૃપાની આશા રાખીયે, પરતુ એટલી પણ કૃપા ખરી કે આજ આખરની ઘડીયે પણ આ-ટલા સારા વિચાર આવે છે, અને તેથી સહજ આશા બંધાય છે કે એ દયાળુ પિતા હવે વધારે કૃપા કરશે અને ધીરે ધીરે પોતાના સ્વર્ગ રાજ્યમાં રહેવા મ્હને લાયક કરશે. મા ! તું હવે જા. તું જી-વીશ ત્યાં સુધી હમારી દુષ્ટતા વિશે બધા જગત્‌ને એક પ્રત્યક્ષ પ્ર-માણ મળશે. મા ! હવે મ્હારાથી વધારે નથી બોલાતું વધારે બો-લવા જઈશ તો ગાંડુ ગાંડુ બોલાશે હવે મ્હને શાન્ત મુંગે મ્હોએ પ્રભુનું સ્મરણ કરવા દે. તું હવે જા તું હવે જા.

નલિની—દીકરા ! હું શી રીતે જાઉં ? મ્હારો જીવ કેમ ચાલે તને મૂકીને જતાં ? ત્હારે બદલે મ્હને ફાંશી દે તો હું અહીંજ તૈયાર છું.

કિશોર—મા ! તું હવે જા ! હું પણ હવે જઈશ. મ્હારે હવે વિલંબ નથી, હમણાં સિપાઈ આવી મ્હને લઈ જશે, મ્હને નરકને પગથીએ ચઢાવશે, માટે તુ હવે જા !

**નલિની**—દીકરા! હું જઇશ, તું ઉતાવળો ન થા. હું હવે ઝટ ત્હારી પાસે આવું એજ માગુંછું.

**કિશોર**—ના, મા, તું પાપી નથી; તુ મૂર્ખ હતી, તેથી મ્હારી પાસે આવવા યોગ્ય નથી પણ પિતા અને પવિત્ર શશિની પાસે ત્હને પ્રભુ તેડાવે ત્યારે જજે. હમણાં તો ઘેર જા.

( પોલીસના બેઁ સિપાઇ પ્રવેશ કરે છે )

**સિપાઇ**—બાઈ! હવે જેલર સાહેબે કહ્યું છે આપ ઘેર જાઓ.

**નલિની**—જાઉછું બા-બાઈ! કિશોર! હું જાઉછું-હાય! હાય! સિપાઈ! આને બદલે મ્હને લઈ જાઓને—

**કિશોર**—મા! એકવાર ત્હારી ક્ષમા ઈચ્છુંછું, હું ત્હને ક્ષમા કરૂંછું હવે તું જા-ત્હારા અન્તના દિવસોમાં તું નિરાધાર થઈ, પણ તેમાં દોષ મ્હારો છે માટે મ્હને ક્ષમા કર્ય.

**નલિની**—( કિશોરને ભેટીને ) દીકરા! ત્હને ક્ષમા કરૂં છું. ભાઈ! જાઉછું-બેટા જાઉછું.

( કિશોરચંદ્ર તરફ જોતી જોતી રોતી આંખ્યે જાય છે કિશોરચંદ્રને સિપાઇ બીજે રસ્તે લઈ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—પર્જન્યપુર—મન્યુકુમારનું ઘર.

**રવિનન્દન**—ફોજદાર સાહેબ! પછી કિશોરચંદ્રને ફાંશી દેવાઇ, કેમ ધારૂ ?

**મન્યુકુમાર**—હા વાત ગયા હતા, ગામમાં નહોતા ?

રવિ—નાજી, હું આજ સવારેજ આવ્યો. કાલે બપોરે એમને સાનંદરાયનો તાર આવ્યો તેથી હું એમને ગામ ગયો હતો

મન્યુકુમાર—કેમ કાંઈ માંદા તો નથી થયા ?

રવિ—ના, ના, પણ અહીંથી મદનનન્દનને દેશનિકાલની સજા થયા પછી બીજે દિવસે એને મળીને પોતાને વતન ગયા; પછી કાંઇ એમના ચિત્તને શાંતિ રહેતી નહોતી. કાલે મ્હને તાર કરીને બોલાવ્યો. પોતાની મીલકતની વ્યવસ્થા કરી, મદનનન્દનનો ભાગ ધર્માદા કર્યો અને આજ સવારથી સન્યાસ લઇ ધર્મોપદેશનું વ્રત ગ્રહણ કરી દેશદેશાન્તર ફરવા નિકળી ગયા.

મન્યુકુમાર—બિચારા માસ્તર બહુ સમજુ માણસ છે તેથી આવું અપૂર્વ દુઃખ અને બદનામી થયા છતાં, મુર્ખાઇથી કેટલાક આપઘાત વગેરે કરે છે તેમ ન કરતાં, શાન્તિ પકડી આ માર્ગ લીધો તે ઠીક કર્યું.

રવિનન્દન—એમની ઇચ્છા છે કે મદનનન્દનનો ભાગ બધો ઇન્દુશેખરરાયની મીલકતમાંથી જે ધર્માદા ખાતાં કર્યાં છે તેમાંજ લેવો; કેમ વારૂ ?

મન્યુકુમાર—ઠીક, જે રકમ હોય તે આપો એટલે કન્યાશાળા, ઔષધાલય, અને વિધવાશ્રમ. એ ત્રણેમાં સરખે ભાગે અથવા તમે કહેશો તેમ આપી દઇશું.

રવીનન્દન—ઇન્દુશેખરની વિધવા અને એની માશી કાંઈ યાત્રાએ ગયાં સાંભળ્યાં છે તે ખરૂં કે? (ઇન્દીવરકુમાર પ્રવેશ કરેછે.)

મન્યુકુમાર—આવો દાક્તર, કયાંથી આવ્યા ?

ઇન્દીવરકુમાર—નલિનીને જોઈ આવ્યો, નરમ તબીયત છે, પણ કાંઈ ભય નથી. હવે તો ખરેખરી માંદી છે.

અચ્યુકુમાર—બિચારી નિરાધાર થઇ ગઈ.

રવિનન્દન—અદ્રિલતા અને કાલીન્દી સાથે કુંકુમશંકર ગયો છે ?

અચ્યુકુમાર—હા, એ યાત્રાએ ગયાં છે. અદ્રિલતાએ ઈન્દુશેખરના મરણ વખતે તો તુરત વિધવા વેશ ધારણ કર્યો હતો, પણ પછી એની ઉમર હજી ન્હાની છે એમ કહી એની માશીએ પાછો પહેલાં જેવોજ વેષ રખાવ્યો. હાલ હવે પાંચેક વર્ષ થઈ ગયાં એટલે એને પોતાનેજ વૈરાગ્ય આવ્યો છે માટે વેશ ઉતારવો છે એમ એની માશીએ ધનજીવન સાથે કહેવડાવ્યું, અને તેટલા માટે યાત્રાએ જવું પડશે એમ કહી બન્ને ગયાં છે. સાથે કોઈ પુરૂષ જોઈએ માટે મ્હેં ધનજીવનને લઈ જવાનુ કહ્યું, પણ ધનજીવને ના કહી અને કાલિન્દીએ પણ કહ્યું કે બ્રાહ્મણ હોયતો સારૂ, માટે કુંકુમશંકર ગયો છે.

ઇન્દીવર—સાહેબ ! મ્હને એ બધી વાત ખરી લાગતી નથી.

રવિનન્દન—મ્હે પણ કાંઈ બીજું સાંભળ્યું છે.

ઈન્દીવર—તમે તો સાંભળ્યું હશે, પણ મ્હે તો આદ્રિલતાને નજરે જોઇ છે. એને અહીંથી ગયે કેટલા—આશરે બે મહિના થયા—તેના આઠેક દિવસ પહેલાં એને તાવ આવ્યો હતો. તે ધનજીવને મ્હને તેડાવ્યાથી હું ગયો. હકીકત કહી તે ઉપરથી અને નજરે જોતાં પણ મ્હને કાંઈ બીજી શંકા આવી.

રવિનન્દન—હશે કદાચ; કેમકે હજી એમને આવતાં પણ ત્રણેક મહિના બીજા થશે એમ ધનજીવન કહેતો હતો, કેમ વારૂ ?

અચ્યુકુમાર—કોણ જાણે ખરૂં શું હશે ? કુંકુમશંકર લુચ્ચો છે, કાલિન્દી પણ તરકટી છે. જે હશે તે ખરૂં. બધું મળીને ચાર પાંચ મહિના થશે એમ કહેતાં હતાં.

**રવિનન્દન**—હાલ એ લોક ક્યાં હશે વારૂ?

**મન્યુકુમાર**—હું કાગળ લખતો નથી, ધનજીવનને ત્યાં કાગળ આવે છે.

**ઇન્દીવર**—આજ કાશીમાં હોવાં જોઇએ, એમ ધનજીવન કહેતો હતો.

**મન્યુકુમાર**—ઉત્તર અને પૂર્વનાં બધાં ન્હાનાં મ્હોટાં તીર્થનાં સ્થળોમાં ફરવાનો એમનો વિચાર છે.

**રવિનન્દન**—ભલે ફરે; પરતુ હવે કાંઈ વધારે પાપ ન કરે તો સારૂં.

**ઇન્દીવર**—કાંઈ હુ ખાત્રીથી નથી કહી સકતો કે તમે સાભળ્યું છે એ ખરી વાત છે. મ્હને જરા વ્હેમ પડયો હતો એટલુંજ.

**રવિનન્દન**—નજરે જોએલુંએ ખોટું પડે છે તે આપણે કિશોરચદ્ર અને શશિરેખાની બાબતમાં પ્રત્યક્ષ જોયું.

**ઇન્દીવર**—હા, ચિઠ્ઠી તો મદનનન્દને જૂઠીજ બનાવી એ તો હુ સમઝયો, પણ શશિરેખાની અને અનિલચંદ્રની છબી ભેગી હતી તે કેમ! મ્હેં એ કેસ વાંચ્યો નથી એટલે હુ કાંઈ જાણતો નથી.

**મન્યુ**—કેસ ચાલ્યો ત્યારે તમે કયાં હતા? હા, બરોબર તમે તરગપુર ગયા હતા અને તેથી બીજા દાકતરે મુડદુ તપાસ્યું અને સાક્ષી આપી. છબીમાં, દાકતર સાહેબ, એવુ થયું છે કે છબીયો પડાવેલી તો ખરીજ અનિલચંદ્ર, નલિની, કિશોર અને શશિ ચારે જણે જૂદી છબીયો પડાવી હતી.

**ઈન્દીવર**—પણ આ તો ભેગી હતી તે કેમ?

**મન્યુ**—સાંભળો, અધીરા ન થાઓ; મદનીયાએ "ફોટોગ્રાફર" ને પૈસા ખવડાવી જૂદી છબીઓ હતી–અનિલની અને શશિની–તે ભેગી છપાવી. એ રીતે થઈ સકે છે

**ઇન્દીવર**—ઘણો તરકટી.

**અન્યુકુમાર**—હશે, એ વાત જવા દો હવે. ચાલો, આજ ઇન્દુશેખરની કન્યાશાળામાં ઇનામ વ્હેચવાનાં છે ત્યાં આવો છો?

**ઇન્દીવર**—એટલું વળી મીલકતમાંથી સારૂં થયું છે. નહિ તો અદ્રિલતા અને કાલિન્દી ને મધુમુખ મળી બધું ઉડાવી દેત.

**અન્યુ**—સારે નસીબે કલેકટર સાહેબને ત્યાં એક બે વાર ડોસા મ્હને મળ્યા. મ્હને ક્રોધ તો ઘણો આવ્યો, તો પણ હું બોલ્યો અને ધીરે ધીરે કલેકટર સાહેબની મારફતે અને ધનજીવન મ્હારા પડોશમાં છે તેની મારફતે વસીયતનામું કરાવી લીધું.

**રવિનન્દન**—ચાલો સાહેબ વખત થઈ ગયો છે.

( સર્વ જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-હરદ્વાર-ધર્મશાળા.

**કાલિન્દી**—ગોર! મ્હને લાગે છે આપણે કોઈ વૈદ્યને તેડાવીશું? અદ્રિની અવસ્થા મ્હને ઠીક લાગતી નથી આજ પંદર દિવસ થઈ ગયા તો પણ એની એ લત છે–ક્યાં છે? ફલાણું ક્યાં છે? શું કર્યું એનું? અને હજી પણ રાત્રિ દહાડે લવારો કરે છે, અને શરીરમાંથી તાવ ખસતો નથી અને આવા તાવમાં પણ "ધર્મવિવેચન" અને "બ્રહ્મદર્શન" જેવાં માથું દુ:ખામણાં પુસ્તકો વાંચે છે.

**કુંકુમશાકર**—બ્હેન! એ તો ધીરે ધીરે સારૂં થશે, વૈદ્ય કોઈ આપણો ઓળખીતો અહીં નથી, અને અજાણ્યા આદમીનો વિશ્વાસ આ મુલકમાં કેમ થાય?

કાલિન્દી—પણ મ્હારૂં મન રહેતુ નથી. મ્હને તો એવા ખરાબ વિચાર આવે છે કે તમને શુ કહુ? તમે તો આખો દિવસ બહાર ફરો હરો એટલે તમને શે જણાય, પણ હું તો અહીં પાસેની પાસે છું એટલે જોઉં છું કે દિવસે દિવસે બિચારી કેટલી ઘસાઈ ગઈ છે.

કુંકુમ—હું ધારૂ છું હવે ચાર પાચ દિવસ પછી આપણે અહીંથી મથુરા તરફ જઇએ, એટલે અદ્રિબ્હેનને સ્થલાન્તર થયાથી શરીર અને મન બન્ને ઉપર સારી અસર થશે અને બધુ ભૂલી જશે.

કાલિન્દી—પણ એનામા શક્તિ હોય તો જઇએ કેની?

કુંકુમ—આજ જવાનું હુ નથી કહેતો, ચાર પાચ દિવસ પછી

કાલિન્દી—જોઇએ, કેવી તબીયત રહે છે. મ્હને તો થાય છે એને આપણે અહી મૂકીને તો નહિં જઇએ? હાય! હાય! એવું કાંઇ થશે તો હુ લોકમા મ્હોં શુ બતાવીશ?

કુંકુમ—( સ્વગત ) હવે લોકમાં મ્હો બતાવવા જેવુ રહ્યું છે શુ? ( ચાસન ) એવા ખોટા સંકલ્પ વિકલ્પ મનમાથી કાઢી નાખો. અત્યાર સુધી સહુ પાર ઉતર્યું છે તેમ બધુ પાર થશે

( અદ્રિલતા જાગીને ખાટલામાં એકદમ બેઠી થાય છે )

અદ્રિલતા—શુ પાર, થશે? ખરેખરૂ કહો હો. તમે કાઇ એવું તો નથી કર્યું. મ્હને જૂઠું કહી ઠગો છો? જોજો હો, ઠગશો તો.

કાલિન્દી—બ્હેન તુ સૂઇ રહે. એવુ કાઈ કર્યું નથી (સ્વગત) બિચારીને બહુ લાગે છે. ન લાગે? કેવો સુન્દર બાળક હતો? નર્યો મદિરાનન્દ સ્વામી જેવોજ હતો.

અદ્રિલતા—માશી ખરેખરૂં કહો હો. હાય! હાય! શુ એનુ સ્વરૂપ! અરેરે! આવા સુન્દર અને કોમળ બાળકની તમે જો હત્યા કરી હશે તો, ગોર, તમારે કમોતે મરવુ પડશે.

ક્યાં હવે જીવવાની છું ? આ તાવ લાગુ થયો છે તેજ મ્હારો અંત ઝટ લઇને લાવશે અને એની પાછળ હુ પણ જઈશ.

**કાલિન્દી**—તુ અકળા નહિં. હવે અકળાયે શુ થવાનુ છે ?

**અદ્રિ**—હુ તો મ્હારે ઓઢીને પડી રહુ છુ જે થવાનું હોય તે થાય. હુ મરૂં કે જીવુ તેની મ્હને હવે દરકાર નથી.

(અદ્રિલતા માથે મ્હોંએ ઓઢીને સૂવે છે.)

**કુકુમ**—કાલિન્દી બ્હેન ! નવ વાગી ગયા છે; કાંઈ ખાશો હવે ? રસોઈ તૈયાર છે

**કાલિન્દી**—મ્હારે તો આજ અગીઆરસ છે. એટલે એકજ વારીયું છે, માટે તમે જમી લ્યો.

**કુંકુમ**—એમકે ? આજ અગીયારસ છે કે ? ઠીક ત્યારે હુ જમી લઉં છું.

**કાલિન્દી**—જમીને તમે તમારી ઓરડીએ સૂઈ જજો. હવે અદ્રિની જરા આંખ્ય મળી લાગે છે. એ પણ ઊંઘશે, એટલે હુ પણ સૂઉં છું.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ–હરદ્વાર–નદી કિનારે.

**અદ્રિલતા**—ચાલો ! માશીને સૂતાં મૂકીને ઠોકરો ખાતી ખાતી પણ નદી કિનારે આવી પ્હોંચી ખરી. ઓહો ! શું અંધારૂં ઘોર છે ! પ્રભુ ! મ્હેં આ અંધકાર કરતાં પણ કાળાં કર્મ કર્યા છે. તેથી હું આ એકાન્ત ભયંકર જગ્યાએ આવી ઘોર મધ્યરાત્રિએ પણ બ્હીતી નથી. પ્રભુ ! હુ આ અધકારથી નથી બ્હીતી, હું નથી બ્હીતી આ ગંગાજીના ગંભીર અવાજથી કે નથી બ્હીતી પેલા ઉંચા હિમાલયના ડુગરોથી—પણ હુ મ્હારાં કર્મથીજ બ્હીઉં છું. બધા કરતાં મ્હારાં કર્મ મ્હને બહુ ભયકર લાગે છે ! પ્રભુ ! તેથીજ હુ બ્હીને આમ એકાન્તે દોડી આવુ છુ. પ્રભુ ! મ્હારે હવે જીવવુ

ફરીથી થશેજ નહિં; ત્હારી પાસે આવું ત્યારે દયા કરી પુણ્યમાર્ગ બતાવજે; જગત્માં મ્હને પુણ્યમાર્ગ સૂઝવાનો નથી, બુદ્ધિભ્રમને લીધે આટલો વિનાશ થયો છે. દુઃખ થયું છે–વર્તમાન સ્થિતિમા જે ભોગવુ છું–તેવું ભવિષ્યમાં નહિં ભોગવુ કેમકે ભવિષ્યમા હું ત્હારી પાસે રહીશ. જે જગત્માં રહી હુ ત્હારાથી. દૂર રહી પાપકલંકિત થઈ–તું પાસે છતાં ત્હને મ્હેં દીઠો નહિં, જે જગત્માં રહી ત્હારાથી વિમુખ રહી–તે જગત્માં મ્હારે હવે રહેવુ નથી–માટે આટલાં મ્હારાં પાપ ક્ષમા કરવાની દયા કરે તો આત્મઘાતનું એક પાપ પણ ક્ષમા કરજે. હવે હુ કોઈ પણ જાતના વિનાશથી બ્હીતી નથી. ત્હારી પાસેથી મેળવેલા શુદ્ધ પવિત્ર આત્માને કાળો કુલંકિત કર્યો. એથી વધારે મ્હોટો વિનાશ હવે શો થવાનો છે? માટે પ્રભુ! હું એજ માર્ગ લઈશ! મ્હને જગતમાંથી એકવાર ઉઠાવી લે પછી ત્હારી ઇચ્છા હોય તો સ્વર્ગમા મોકલ્ય કે નરકમાં; પણ મ્હને હવે આ જગત્માં ભય લાગે છે પ્રભુ! હું જગતનાં સર્વ સગાં વ્હાલાંઓને ભૂલી તેમને છોડી ત્હારી પાસેજ આવીશ એજ મ્હારી ઈચ્છા છે. ઓ અસંખ્ય તારાઓ! તમારા તેજથી મ્હને બાળી નાંખો! નહિં તો ઓ પર્વતરાજ! તમે મ્હને તમારા પગ નીચે ચગદી નાંખો; પણ ના,–એ કરતાં, કોમળ માતાની સહાયતાથીજ હું તો પ્રભુ પાસે જઈશ. માતા! ગંગાજી! ગંગામાતા! તમારૂ હમેશનું સ્વચ્છ પાણી કેમ કાળું દેખાય છે! હાં, એ તો રાત્રિના અંધકારથી કાળુ [illegible] ગંગામાતા! પાપી કૃત્યથી મ્હારો આત્મા પણ એવોજ [illegible] મ્હને પ્રભુ પાસે [illegible]—

